# સુ-મન સારથિ



नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥

– જયાવતી પ્રાણલાલ



: પ્રકાશક :

નંદલાલ મોહનલાલ ઠક્કર
એન. એમ. ઠક્કર ની કું.
૧૪૦, પ્રીન્સેસ સ્ટ્રીટ,
મુંબઈ ૨

: મુદ્રક :

દેવકરણ નાનજી પ્રિન્ટીંગ
એન્ડ પબ્લીશીંગ કું. લી.
એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ,
મુંબઈ.

૧૯૪૬

# સુ-મન સારથિ

(અનુક્રમણિકા) પાનાં


| | | |
|---|---|---|
| ૧ | શ્રી, સુમન બાળ મંદિરના લાભાર્થે ... | ૧ |
| ૨ | પ્રસ્તાવના (દીવાન બહાદુર ભાઇશ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી) | ૨ |
| ૩ | બે બોલ (સૌ. ગંગાબ્હેન ગોરધનભાઇ પટેલ) ... | ૨ |
| ૪ | નિવેદન (જયાવતી માણુલાલ) ... ... | ૪ |
| ૫ | આભાર દર્શન (જયાવતી માણુલાલ) ... | ૨ |

---

| | | |
|---|---|---|
| ૧ | ઉષાનાં અભિનંદન ... ... | ૨ |
| ૨ | નવદુર્ગા પૂજન ... ... ... | ૭ |
| ૩ | પ્રેમ પગથી-વ્રજત્યાગ ... ... | ૧૭ |
| ૪ | પરિક્ષિત જન્મ ... ... ... | ૩૪ |
| ૫ | સાચું શિક્ષણ ... ... ... | ૨૨ |
| ૬ | રામ જન્મ-સીતા મિલન ... ... | ૨૦ |
| ૭ | તપ પરીક્ષા ... ... ... | ૧૦ |
| ૮ | સેવાની સિદ્ધિ ... ... ... | ૬ |
| ૯ | રક્ષા બંધન ... ... ... | ૨ |
| ૧૦ | વિદ્યાના મોહ ... ... ... | ૭ |
| ૧૧ | માતામહી ... ... ... | ૫ |
| ૧૨ | મોળા કૃત ... ... ... | ૮ |
| ૧૩ | પાંડિત્યની પરાકાષ્ઠા ... ... | ૪ |
| ૧૪ | ઉદ્યોગે ઉજળાં ... ... ... | ૫ |
| ૧૫ | ભાઇબ્હેન ... ... ... | ૪ |
| ૧૬ | અભિનંદન ... ... ... | ૨ |
| ૧૭ | દિપોત્સવી દિવાળતી ... ... | ૭ |
| ૧૮ | "રમન્તે તત્ર દેવતા: ... ... | ૪ |
| ૧૯ | નાસ્તિ માતૃ સમો ગુરૂ ... ... | ૬ |
| ૨૦ | વિજય વાંછના ... ... ... | ૪ |
| ૨૧ | શ્રી કૃષ્ણ જયંતિ ... ... | ૩ |
| ૨૨ | સ્વ૦ કસ્તુરબા પૂજન ... ... | ૪ |




# શ્રી, સુમન બાળ મંદિરના લાભાર્થે



આ પુસ્તકમાં આપેલી નાટિકાઓ શ્રી કોટ હિંદુ સ્ત્રી મંડળના મેળાવડાઓમાં ભજવવા માટે લખાયેલી છે. પરંતુ જ્યારે એને છપાવી પ્રસિદ્ધ કરવાનો પ્રસંગ આવ્યો છે ત્યારે એ જેનું છે તેનું તેનેજ અર્પવાની વૃત્તિ સહજભાવે જ થાય છે. એટલે આ પુસ્તક ની કિંમત જરા વધારે રાખીને એ આવક "શ્રી સુમન બાળ મંદિર" ના લાભાર્થે આપવાનો વિચાર રાખ્યો છે.

અવશ્ય વાંચનારાં કે ખરિદનારાંને આ પુસ્તક ની કિંમત મોટી લાગશે. પણ તેઓ જ્યારે જાણશે કે એની આવકમાંથી મધ્યમ વર્ગનાં બાળકો બાળમંદિરની કેળવણી મફત પામે છે, ત્યારે એમને જરૂર આનંદ થશે.

શ્રી કો. હિં. સ્ત્રી મંડળના શ્રી બાળમંદિર ને કાયમ માટે જો શ્રી રાખવું હોય તો એને માટે સારી રકમ ની જરૂર પડે જ. આશા છે કે બાળ કેળવણીમાં પ્રીતિ ધરાવતાં ભાઇ બ્હેનો પુસ્તક દ્વારા બાળ મંદિર ને પોતાનો ફાળો આપી આનંદ પામશે, અને એ રીતે બાળવિકાસના મુક સહાયક બનશે.

કર્તા

સૌ. જયાવતી પ્રાણલાલ દેવકરણ.



# પ્રસ્તાવના

સૌ. જયાવતી બ્હેન અત્યાર પહેલાં મુંબઈની તેમજ ગુજરાત તથા કાઠીયાવાડની જનતાને પોતાના સેવાકાર્યથી ઘણાં જાણીતાં થઈ ગયાં છે. મુંબઈમાં સ્ત્રીસેવા સાથે સંબંધ રાખતા ઘણા જાહેર મેળાવડાઓમાં કાં તો પ્રમુખ તરીકે યા તો વ્યાખ્યાતા તરીકે તેમણે પોતાની ઉપયોગીતા ને યોગ્યતા સિદ્ધ કરી છે. એવે પ્રસંગે એમણે આપેલાં વ્યાખ્યાનોથી અથવા કાઢેલા ઉદ્દગારોથી આપણા ધર્મ તથા આપણી સંસ્કૃતી ને લગતા એમના ગાઢ અભ્યાસ નું માપ સહજ થઈ જાય છે. એ અભ્યાસમાંથી પરિણમતી એમની લાગણીઓ તથા એમના અભિપ્રાયોને એક લેખીકા તરીકે જાહેરમાં મૂકવાને એમણે હાલનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. ગુજરાતી ગદ્ય ને પદ્ય પર એમનો કાબૂ કેટલો છે તેનો પુરાવો આપણને એમના લેખો તથા સંવાદોના સંગ્રહમાંથી મળી રહે છે. પુસ્તક મ્હોટાભેટા બે વિભાગમાં વહેંચાઈ ગયું છે: પૌરાણિક યા ધાર્મિક વિષયો, તથા સામાજીક વિષયો; તપ પરીક્ષા, રામજન્મ, પરિક્ષિત જન્મ, સેવાની સિદ્ધિ, એવા એવા લેખ વડે, આપણી જૂની આખ્યાયિકાઓ પાછળ રહેલું રહસ્ય છતું કરવા એમણે પ્રયાસ કર્યો છે. એ આખ્યાનો અને આખ્યાયિકાઓ તે કેવળ ઉટાંગ વાતો નહિ, પણ તેમાં નીતિ અને સમાજ સેવાના અનેક પાઠ છુપાએલા છે અને તે પાઠ બરાબર સમજવાની જરૂર છે, એમ દર્શાવવાનો એમનો આશય છે; અને એ બનાવો જો કે હજારો વર્ષ પર બની ગયા છે, તોપણ તેની પછવાડે રહેલું સત્ય, તેમાં સમાએલો ઉપદેશ, તેના વડે થએલું માર્ગ યા દિશાસૂચન સનાતન છે, એમ સૌ. જયાવતી બ્હેને સાબિત કર્યું છે.

અને એવી રીતે તેને સાબિત કરવામાં એમની સરલ, સ્હેલી, ઘરગથું ભાષાએ એમને પૂરતી સહાય આપી છે. સેવાની સિદ્ધિ એમાં કેવું સુંદર સત્ય રહેલું છે, માતાની પૂજા સમાન બીજી પૂજા નથી એમ ગણપતી સિદ્ધ કરી બતાવે છે, સ્ત્રીના શીયળ અને સતિત્વ સમું પોતાના સંરક્ષણનું બીજું હથીઆર નથી એમ તપ પરીક્ષા સાબિત કરી આપે છે.

આપણા જૂના અને ધાર્મિક વિષયો એકલાનુંજ પાન કરી સૌ. જયાવતી બ્હેન સંતોષ પામ્યાં નથી, એટલે એકલાં જૂનવાણી વ્યક્તિજ થઈ રહ્યાં નથી. હાલનું સ્ત્રીશિક્ષણ, હાલની સમાજ પ્રવૃત્તિઓ, આપણા હિંદુ સંસારમાં હાલમાં થતી ધાલમેલ, અને થતા ફેરફાર પણ એમની નજર બહાર રહ્યા નથી. મેળાફૂલ, સાચું શિક્ષણ, માતામહી, વગેરે બાબતો પર સંવાદો લખી એમણે આપણા સંસારનું, આપણા રીતરિવાજોનું ચિત્ર ઘણી સારી રીતે દોર્યું છે. આપણી હાલની જીંદગી ભોગવવાની પદ્ધતિમાં શું રાખવા જેવું છે, શું ખામી ભરેલું છે, ક્યાં સુધારાવધારાને અવકાશ છે વગેરે વિષયો એમણે ગર્ભિત પણ અનુભવ સિદ્ધ રીતે છણ્યા છે, એટલે વાંચક પોતેજ તેમાંથી સાર ગ્રહણ કરી લે; તેને ખુલ્લી યા સીધી રીતે કહેવું ન પડે એવી રીતે એમણે પોતાના પુસ્તકનો એ ભાગ યોજ્યો છે.

છેવટ, પહેલા પ્રયાસ તરીકે પોતાના કાર્યમાં સૌ. જયાવતી બ્હેન સફળ થયાં છે, અને આશા છે કે તેઓ પોતાના એક લેખીકા તરીકેના પ્રયાસ ચાલુ રાખશે.

મુંબઈ, તા. ૭મી
સપ્ટેમ્બર, ૧૯૪૫.

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.

---

# બે બોલ

સૌ. જયાબેનના પુસ્તકમાં મારે બે બોલ લખવા એમ જયારે કહેવામાં આવ્યું ત્યારે મને જરા મુઝવણ થઇ કે એમના પુસ્તકમાં બે બોલ હું કેવી રીતે લખી શકીશ? કારણ પોતાના કોઈ સ્વજનના સત્કાર્ય પર ચંચુપ્રવેશ કરવાનો પ્રસંગ આવે ત્યારે કેટલો આનંદ થાય! તેમાંએ સૌ. જયાબેન તો મારાં સુહૃદ રહ્યાં એટલે મારાથી બે બોલને બદલે બસો બોલ લખી જવાશે તો?

એમણે લખેલા કાવ્યો અને નાટિકાઓમાં એકલી હૃદયની શુદ્ધ ભાવનાજ છે. એમને અતિવાંચવાનો કે 'નોટ' કરી લેવાનો ખુબ કંટાળો છે. પરંતુ મનના વિચારો સતત્ વહ્યાજ કરે છે અને એમાંથી સમય સમયે મધુર અને ઉપયોગી કૃતિઓ પ્રાપ્ત થાય છે.

સૌ. જયાબેનના લખાણોમાં કદાચ વ્યાકરણ કે પીંગળ ના નિયમો સચવાયેલા સાક્ષરોની વ્યાખ્યામાં ન આવે. પરંતુ એમની નીતિ અને ઇશ્વિર પ્રત્યેની એકનિષ્ઠ શ્રદ્ધા એમાં પ્રતિક સમી શોભી ઉઠે છે. એમની ભાષામાં આડંબર નથી. જેમ એ નિત્ય જીવનમાં પોતાના વૈભવથી કમળપત્રવત્ છે તેમ એ લખવામાં પણ કમળપત્રવત્ છે. એમનો તો એકજ મંત્ર છે કે પ્રભુની મરજી વિના કાંઈ થતું નથી. એજ બધું કરે છે અને નિભાવે છે. માણસ તો પ્રયત્ન કરી છૂટે. એમની શ્રીમંતાઈ ત્યારેજ દેખાય છે કે જ્યારે કોઇને ઉદારતાથી મદદ કરવાની હોય છે. પછી તો તેઓ આમ વર્ગની બ્હેનોમાં ઓતપ્રોત થઈ જવાય એવી સાદાઈ અને નમ્રતાથી ભળી જાય છે. ત્યારે જાણે પોતે એમાંનાજ એક હોય તેમ વર્તે છે. એટલેજ "સાચુ શિક્ષણ" જેવી આમ વર્ગની બ્હેનોમાં કેવા ગુણો હોવા જોઇએ તે બતાવી શકયાં છે. "પરિક્ષિત જન્મ" માં જે લખાયું છે તે એમના આત્માનો નાદ છે. સંસારમાં રહેવા છતાં એમનાં હૃદયમાં કેવા વિચારો ચાલે છે તેનો એક દાખલો અમારા (મારા અને જયાબેનના) પત્ર વ્યવહારમાંથી અહિં મુકવાનું મન રોકી શકાતું નથી. મારા ઉપર આવેલા અત્યંત દુઃખ પ્રસંગે એક વખત એમણે દેવલાલીથી મને લખેલું કે જે વસ્તુ આપણી નથી તેમાં ખોટો મોહ રાખવાથી આપણું પતન થાય છે. સંસારમાં આવેલા દુઃખ બીજાને દેખાડવામાં આપણી પામરતા છે. જે આત્માઓ ને ભગવાન આપણા આનંદ માટે મોકલે છે તે એને

જરૂર પડયે પાછાં લઇ લે છે. જે વસ્તુ જેની હોય તે પાછી લે તેમાં આપણે આટલો ઉહાપોહ શાનો કરીએ? પણ આ વૃત્તિ એમને એમ આવતી નથી. એને માટે પ્રયત્નપૂર્વક અભ્યાસ કરવો પડે છે. "સંસારમાં સરસો રહે અને મન મારી પાસ, સંસારમાં લેપાય નહિ તે જાણુ મારો દાસ" એ શ્રીકૃષ્ણનું વાકય જયારે વર્તનમાં ઉતરે ત્યારે જ સંસાર સુખરૂપ અને આનંદકારક લાગે છે. દુઃખની ભ્રાન્તિ માણુસ ભૂલી જાય છે અને સર્વત્ર આનંદમય પ્રભુની પ્રભુતા નિહાળવાની વૃત્તિ કેળવે છે, ત્યારે તે પ્રકાશ ભૂમિમાં પ્રવેશ કરે છે. આ બધું ધીમે ધીમે અને બુદ્ધિ વડે, પરમાત્માનું દરેક કાર્ય સારૂજ છે એ ભાવના કેળવાય છે ત્યારે, એ દયાઘનનાં દર્શન આપણાં હૃદય મંદિરને ખૂણે ખૂણે થાય છે. ઇશ્વરનું કોઇ પણ કાર્ય ખોટું નથી હોતું તેનો સાથ અને વિશ્વાસ માણુસને મળે છે ત્યારે તે ઉંચી કક્ષાએ પહોંચે છે!

ઉપર લખ્યા શબ્દો જેવાતો અનેક શબ્દો એમના નિત્ય વહેવારમાં ચાલુ હોય છેજ. આવા બહેનનું પુસ્તક બ્હેનો અને ભાઇઓનાં હાથમાં જાય એ જોવા કોને ન ગમે?

બે બોલમાં બારસો બોલ લખી નાંખુ તો મારાં અને એમનાં સંયુક્ત મિત્રોને કહેવાનું મળે કે "મોસાળ ગયાં અને માએ પીરસ્યુ" એટલાં અમે બે નિકટ છીએ એ બીકથી અટકું છું.

સૌ. જયાબહેનનામાં દૃઢતા અને ચીવટ હોવાથી એમના હાથથી શરૂ થયેલાં કાર્યો સફળ થાય છે, અને આ પુસ્તક પણ એવોજ સત્કાર પામશે એવી મને ખાત્રી છે. એમની લખેલી નાની નાટિકાઓ જ્યારે શ્રી કોટ હિન્દુ સ્ત્રી મંડળમાં ભજવાય છે ત્યારે જોનારાંઓને સૌ. જયાબ્હેનની કલમ માટે માન ઉપજે છે. એટલેજ મને આશા છે કે સંસ્થાઓ અને સંમેલનોમાં ભજવાતાં નાટકોમાં આ પુસ્તક પોતાનું સ્થાન દીપાવશે. સાથે સાથે એમ પણ આશા રાખુ છું કે સૌ. જયાબ્હેન એમની બીજી કૃતિઓ સર્જીને આમ વર્ગના બ્હેનો અને બાળાઓનાં જીવન માર્ગમાં જ્ઞાનદીપ ધરીને તેમનાજ કાર્ય પ્રદેશને અજવાળશે.

ગંગાબ્હેન પટેલ.

---

# નિવેદન

આ ગ્રંથનું નામ 'સુ,મન સારથિ' (સુ, મન એટલે સારૂં મન, સારથિ એટલે મનને તથા ઇન્દ્રીઓને દોરનાર આપણામાં રહેલ પરમઆત્મા) રાખવામાં આવ્યું છે. બાળપણમાં પ્રાર્થના કરાવતી વખતે પિતાજી હંમેશાં કહેતા કે પરમાત્મા પાસે માંગો કે "મારૂં મન સુ, મન કરજો" હજી પણ મારી એજ પ્રાર્થના છે.

તેઓ કહેતા કે "જેનું મન પવિત્ર, બીજાના સુખમાં રાચતું, કલ્યાણકારી રહે, બીજા ને ઉપયોગી અને એવા કાર્ય કરવામાં ઉત્સુક રહે એ સુ, મન કહેવાય". એમના એ શબ્દો હજી પણ મારાથી ભુલાયાં નથી. બાલ્યાવસ્થામાં સુસંસ્કારોની કેટલી જરૂર છે, અને મારા માતા પિતાએ મારે માટે કાળજી રાખી શું શું કર્યું હતું એ બધું ચિત્રપટમાંના ચિત્ર જેમ મારી નજર સમક્ષ તરે છે.

પરાર્થે જીવન અર્પાય એ તો જીવન જીવ્યાનું અણમોલ લ્હાણું છે એ ગુરૂ મંત્ર મને મારા પતિએ આપેલ છે એમની પવિત્ર ભાવનાએ અને કર્તવ્ય પરાયણતાએ માર્ગમાં પ્રકાશ મુકયો છે, એમ કહું તો જરાએ અસ્થાને નથી. ચંદ્ર હંમેશાં સૂર્યના પ્રકાશ વડેજ પ્રકાશી શકે છે, તેના પોતામાં પ્રકાશ આપવાની શક્તિ નથી.

હું લેખક કે કવિ નથી તેમજ શાસ્ત્ર, વ્યાકરણ કે પિંગળથી પરિચિત નથી. જ્યાં મારે હાથે નાટિકાઓ, સંવાદો, કે થોડા લખાણો લખાયાં હોય તો તે પ્રભુકૃપાને અવલંબીને અને બીજું સૌ. પૂજ્ય ગંગાબ્હેન પટેલ તથા મારાં નણંદ સૌ. કલાવતી બ્હેનના ઉત્તેજનને આભારી છે. સૌ. ગંગાબ્હેન પટેલે મને સાત વર્ષ પહેલાં કહેલું કે "તમે કંઈક લખી શકશો" તે વખતે હું કોઈ પણ રીતના લેખ લખીશ એવો મને સ્વપ્નેય ખ્યાલ ન હતો એટલે મેં તેમને કહેલું કે એવું કંઈ બની શકે તેમ નથી, આમાં તમે ખોટાં પડશો. ત્યારે તેમણે કહેલું કે મારૂં કહેવું ખોટું નહિ પડે હું ચોક્કસ કહું છું". આજ મને એમના એ શબ્દો યાદ આવે છે અને એમની લાક્ષણિક બુદ્ધિને હું ધન્યવાદ આપું છું. અહીં મને અમારા બાળપણની એક વાત યાદ આવે છે. એક દિવસ મારાં નણંદ સૌ. કલાવતી બ્હેને કહ્યું કે ચાલો આપણે કાવ્ય બનાવીએ, મેં એમની ઇચ્છામાં સહકાર પૂર્યો અને બન્નેએ સાથે મળી પાદ પૂર્તિ કરી કાવ્ય બનાવ્યું. કાવ્યની રૂપરેખા જોઈ બહુ

આનંદ થયો પણ એ કોઈને બતાવવાની હિંમત ચાલી નહિ. ત્યાર પછી તો અમે ઘણાં કાવ્યો, દોહરા, ગરબા, વિગેરે બનાવ્યાં. તેમાં અમારી હરિફાઈઓ પણ થતી અને એ રીતે જાણે અમે સમયનો સદુપયોગ કરીએ છીએ એમ માની આનંદ મેળવતાં. તે વખતે કાવ્યો છપાવવાં કે બહાર પાડવાનો વિચાર આવ્યો ન્હોતો એટલે એ રસઝરણાં થોડા વખતમાં વિલીન થયાં અને ધીમે ધીમે એ વાતાવરણ સાવ વિસારે પડયું. તે વખતે અમે ચૌદ વર્ષનાંજ હતાં અને અમારા વખત માં ઘણેખરે ઠેકાણે છોકરીઓ ને સાતમે વર્ષે નિશાળે બેસાડતા અને દશ વર્ષે બહુ મોટી ઉમરની થઈ જાણી વડિલો ઉઠાડી લેતા. એ અમારૂં શિક્ષણ જો કે જીવનને સુખી બનાવનાર કેવળ શિક્ષણ માત્ર નથી પણ માતા પિતાના આદર્શો બાળકોને જીવનમાં ઘણાં ઉપયોગી બને છે; પણ હવે જમાનો ઘણો બદલાયો છે અને તેથી અધુરાં શિક્ષણથી ઘણી અડચણો ભોગવવી પડે છે, એ પણ સમજાય છે. શિક્ષણ માનવ જીવનને સુખી અને ઉપયોગી બનાવવા માટે છે. પરંતુ શિક્ષણ લીધા પછી પણ જો આપણે કોઈને ઉપયોગી ન બની શકીએ તો તે પણ અધુરા શિક્ષણ જેટલુંજ બીન ઉપયોગી છે. આ નાટિકાઓ કે સંવાદો કોઈ ને ગમશે કે નહિ તેનો મેં વિચાર કર્યો નથી, પણ યોગ્ય લાગ્યું છે તે જ લખ્યું છે. આ મારો પ્રથમ પ્રયાસ છે અને તેમાં ઘણીએ ત્રુટીઓ હશે તે બ્હેનો અને બંધુઓ માફ કરશે એવી આશા રાખું છું. આમાંની કોઈ કોઈ નાટિકાઓ થોડા બાળકો ઘરમાં હોય તો તેમની પાસે ભજવાવી શકાય તેવી છે અને તેથી બાળકોની યાદશક્તિ પણ વધે, સમજ શક્તિ ખીલે અને તેમનામાં ઉચ્ચ ભાવના જાગૃત થાય અને એ ઉદ્દેશથી જ નિર્દોષ પૌરાણિક વાતો પરથી આ નાનીનાટિકાઓ રચેલ છે તેમજ મોટી ઉંમરના ભાઈ બ્હેનો ભજવી શકે એવી પણ નાટિકાઓ છે. નવરાત્રી પૂજન એ પ્રચલિત નવરાત્રિ ઉત્સવને અંગે લખાયેલ છે.

'રામ જન્મ અને સીતામિલન' એ મારા જીવનમાં જડાયેલ આદર્શમૂર્તિને અંગે લખાયેલ છે. 'માતામહી' એ દાદીમાંની પ્રેમભરી લાગણી દેખાડે છે. 'નથુ નું સ્વપ્ન' એ માતાનું શિક્ષણ બાળકો માટે કેટલું ઉપયોગી છે અને એમના આદર્શો કેવા ફળદાયી નિવડે છે એ બતાવે છે 'સેવાની સિદ્ધિ' એ માતાની સેવાને ઉદ્દેશીને છે. 'સાચુશિક્ષણ' સ્ત્રી શિક્ષણ કેવા પ્રકારનું જોઈએ અને જનતાને કેમ ઉપયોગી બની શકાય એ બતાવવા પ્રયત્ન કરેલ છે. 'તપપરીક્ષા' 'પ્રેમપગથી' વિદ્યાનામોહ અને બીજા નાના મોટા સંવાદો, એના ઉદ્દેશો સમજાય તેવા છે.

'પરીક્ષિત જન્મ' ના નાટકમાં પરીક્ષિત નો જન્મ એ આ જગતના પરમ્ સદ્ભાગ્ય છે. જેના જન્મથી પાંડવ કુળનો વંશ રહ્યો અને જેના સ્વર્ગગમનથી ભારતવર્ષને અનેક માર્ગે કલ્યાણકારી એવો 'ભાગવત્' ધર્મ પ્રાપ્ત થયો કે જે શ્રીમદ્ ભાગવતરૂપે હજી પણ માનવ જીવનને ઉન્નત કરે છે. 'પરીક્ષિત જન્મ' લખવામાં મારો અંગત સંબંધ છે. મારી ખાત્રી છે કે નસીબ કરતાં પણ માણસ પોતેજ પોતાનું ભાગ્ય ઘડે છે. આપણે સ્વપ્ન અને બીજા વિચારોને ઘણી વખત વ્હેમ ગણીને અવગણીએ છીએ. વળી ઘણીવાર એનું સતત્ મનન કરીને એને સત્ય સ્વરૂપ આપીએ છીએ, તે બન્ને રીત બરાબર નથી. કોઈવાર અકલ્યાણકારી વિચારના સતત્ મનનથી તે સાચા પડી જાય છે. તો એવા વિચારોને દૂર કરવા પ્રયત્ન કરવો અને સુખકર અને આનંદી વાતાવરણ બનાવવાથી આનંદ અને સુખ મળે છે એ પણ ચોકસ છે. એમ લાગવાથી ઉત્તરાનું સ્વપ્ન અને એના દૃઢ વિચારો એ બન્ને આમાં લેવાનો પ્રયત્ન કરેલ છે. માણસ દૃઢતા રાખી શ્રેયના માર્ગે વળે છે તો પોતાનાં ધારેલા ધ્યેયે પહોંચે છે. ભાગ્યવશાત્ કહો કે ગમે તે કારણે પરંતુ ઘણી વખત માણસ વિચાર વડે પોતાનું ભાગ્ય ઘડે છે એ અનુભવસિદ્ધ વાત છે. પછી અવળે માર્ગે જાય કે સીધે માર્ગે તેનો ઘડનાર પર આધાર છે. ઘણું ખરૂં માનવજાતમાં મોટે ભાગે નિરાશાના કે દુઃખ માર્ગનું સતત્ ચિંતન કરાય છે અને તે માટે આપણામાં રહેલી દૈવી શક્તિ આપણને વારંવાર ચેતાવે છે છતાં તેને ન ગણકારતાં જેમ પાણીનું વ્હેણ ઢળાણમાં દોડતું જાય છે તેમ અનિચ્છાએ આપણે ઘસડાઈએ છીએ. એનું પરિણામ અંતે અનિષ્ટ આવે છે ત્યારે આપણે ભાગ્ય ને દોષ દઈએ છીએ, અને આત્મ સંતોષ મેળવવા, એ દૈવાધિન વાત છે એમ કહી છટકી જઈએ છીએ, પણ ખરી રીતે દોષના ઉત્પાદક આપણેજ હોઈએ છીએ. આપણે જોઈએ છીએ કે (શ્રીકૃષ્ણે માતાની દૃઢતા અને ઉચ્ચ ભાવના દર્શાવવા માટે ઉત્તરાને પ્રાર્થના કરાવવા સુધીની ઉદાસીનતા દેખાડી હતી.) તે સ્ત્રીઓને ઉપયોગી અને તેમજ પોતાના પુત્રોને મારી નાખનાર હોવા છતાં એ પણ કોઈ માતાનો પુત્ર છે. એને મારવાથી પોતાના પુત્રો પાછા આવવાના નથી, એવી ઉદાર વાત્સલ્યવાળી દ્રૌપદીનું દૃષ્ટાંત આપણી જરાજરામાં ઝેરવેર વધારતી બ્હેનો નાં હૃદયને શાંત કરનાર નિવડે અને વાત્સલ્યતા કેવળ પોતાના માટે જ નથી પરંતુ માનવ જાત માટે છે, એ ભાવના વધે એ ખૂબ ઇચ્છવા યોગ્ય છે.

વ્યાસ ભગવાને મહાભારત દ્વારા કર્તવ્ય પરાયણતામાં તત્પર રહેનારો યુદ્ધમાં હજારો યોદ્ધાઓ સામે જયદ્રથના દગાથી એકલો પડી ગએલો છતાં એકલો ઝઝુમતો હસતો અને ઘેરાઈ જતો છતાં વીરતાથી સામાઓને પડકારતો વીરગતિ ને પામતો અભિમન્યુ બતાવ્યો, એવા એ શૂરવીરના પુત્ર પરીક્ષિતે યુદ્ધથી હાલ હવાલ થઇ ગયેલ રાજ્યને સુવ્યવસ્થિત કર્યું, ન્યાયનીતિથી રાજ્ય કર્યું, ધર્મનું રક્ષણ કર્યું અને કળી જેવામાં વસતા માત્ર એક ગુણને સ્વીકારી તેને ક્ષમા આપી હતી એવા વિશાળ હૃદયના માનવોની યશગાથા અમર બને છે. જેણે ભાગ્યવશાત્ ભૂલ કરી હતી છતાં પોતે કરેલા અપરાધને સમજવાની શક્તિ આવતાં એમ ઇચ્છયું હતું કે એ બ્રાહ્મણ મને ભારેમાં ભારે દંડ આપો કે જેથી કરીને હું ફરીથી આવું અધર્મનું કામ ન કરૂં, અને સાત દિવસમાં જ તક્ષક ના ભયંકર વિષથી મૃત્યુ થવાનું છે, એ ચોકસ હોવા છતાં શાન્તચિત્તે ગંગાકિનારે આસન માંડી જગતના આદિથી અંત સુધીનું કથામૃત સાંભળીને અમરધામ અને ઉજ્વળ નામ મેળવ્યું હતું એ પરીક્ષિતનો જન્મ લખવામાં મુખ્ય ધ્યેય એજ છે કે માનવ પોતાની જવાબદારી અને પોતાની ઉપયોગીતા નો વિચાર કરે. ઉતરાની ભક્તિએ ભગવાને પોતાના શુદ્ધસ્વરૂપના દર્શન આપી પરીક્ષિત ને ગર્ભમાંથી મહાન બનાવ્યો હતો. માતા એ સો ગુરૂ કરતાં મહાન છે એ વાકય પ્રમાણભૂત છે. આપણા દેશ ને આબાદ બનાવવો હોય તો આપણે કર્તવ્ય પરાયણ બનવું જોઇએ, દુઃખ સહન કરતાં શીખવું જોઇએ, ક્ષમા અને ધૈર્યની સાથે હૃદયની વિશાળતા કેળવવી જોઇએ. આ ભારત દેશ, જ્ઞાનવીરતા અને કર્તવ્યનિષ્ટાવાળા માનવોથી શોભી ઉઠે એ પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

| | |
|---|---|
| સુ,મન સારથિ,<br>સર્વ હક્ક સ્વાધિન છે. | **સૌ. જયાવતી પ્રાણલાલ દેવકરણ.** |

# આભાર દર્શન

આ મારી પ્રથમ કૃતિ હું જનતા સમક્ષ રજુ કરવા પામી છું તેનો ખરો યશ તો મને સહાય કરનાર ભાઈ બહેનોને છે તેથી એમનો આભાર માનવાની આ સુંદર તક હું છોડી શકતી નથી.

સર્વથી પહેલો આભાર તો મારે મારા કુટુંબ અને પતિનો માનવાનો છે કે એમણે આપેલ સમભાવ અને અનુકુળતાથી આ દિશામાં હું પ્રયત્ન કરી શકી છું તેમજ મારા માતા પિતા અને વડીલ બંધુ ગીરધરલાલ નો પણ આભાર માનવાનો છે. આ બધાની હું રૂણી છું અને એ રૂણમાંથી હું મુક્ત થઈ શકું તેમ નથી.

તદનુસાર ગુજરાતનાં સાક્ષરોમાંના એક, દીવાન બહાદુર ભાઈ શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી જે. પી. ની પણ હું એટલીજ આભારી છું. તેઓશ્રીએ મારી એકજ વિનંતિથી આ પુસ્તકની પ્રસ્તાવના લખી આપી છે એટલુંજ નહિ પણ મારી સામાન્ય કૃતિઓમાંથી સુંદર તારવણી કરીને પુસ્તકને યશ આપ્યો છે. એ માટે ફરીથી તેમનો આભાર માનું છું.

બીજું શ્રી કોટ હિંદુ સ્ત્રી મંડળનાં મંત્રીઓ સૌ. કલાવતી બહેન તથા સૌ. ગુણવતી બહેનનો પણ મારે આભાર માનવો જોઈએ. એ બન્ને બહેનોએ મંડળનાં નાના મોટા મેળાવડાઓમાં ભજવવા માટે મારી પાસે નાના સંવાદો અને નાની નાટિકાઓ લખાવીને તેને પોતાની કાર્યકુશળતા વડે કળા અને બુદ્ધિનો ઓપ ચડાવી સુંદર રીતે ભજવાવી જનતાપ્રિય બનાવ્યા છે.

તેમજ સૌ૦ પૂ૦ ગંગાબહેન પટેલનો તથા પૂ૦ ભાઈ શ્રી ગોરધન ભાઈનો પણ આભાર માનું છું કારણ કે એમના પ્રોત્સાહને મને ઘણી હિંમત આપી છે. તેઓની સલાહ અને મદદ મને બહુ ઉપયોગી થઈ પડી છે અને જ્યારે જ્યારે મને જણાય ત્યારે તેઓ સહાય કરતા રહે છે.

તેમજ સૌ૦ કપિલા બહેન ઠાકોરે પણ મને અગત્યની અને ઉપયોગી સલાહ આપી હતી. તેમજ મારા પ્રત્યે ઘણી પ્રેમભરી લાગણી બતાવીને ખાસ આગ્રહપૂર્વક મને અમુક કાર્યનું દિશા સૂચન કર્યું હતું. એ મારાથી ભુલી શકાય તેમ નથી અને એ બાબત માટે તેમનો હું અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.

મને મદદ કરનાર દરેક વ્યક્તિઓનો ફરી આભાર માનું છું અને ભુલથી કોઈ વ્યક્તિનો આભાર માનવો રહી ગયો હોય તો માફી ચાહું છું.

ભાઈશ્રી નંદલાલભાઈ ઠક્કરનો પુસ્તકનું પ્રકાશન કરાવી આપવા માટે અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

સૌ. જયાવતી પ્રાણલાલ.

---

# ઉષાનાં અભિનંદન

## સંવાદ

(ઉષાકુમારી કેશરી વસ્ત્ર ધારણ કરી, હાથમાં કુમકુમનો થાળ, પુષ્પો સાથ અમૃત ભરી ઝારીમાંથી અમૃતનાં છાંટણાં છાંટતી જગત પર અમીદ્રષ્ટિ વેરે છે.)

**ઉષા–** ઓ જગતજનો, મારો તમને આશિર્વાદ છે કે હંમેશા આગળ વધી, સત્યને તમારો બેલી બનાવી, સત્કર્મમાં તમારો કાળ નિર્ગમન કરશો તો જરૂર તમને અંતરમાં અનેરી શાંતિ અને સુખ મળશે. દરેક પ્રાણી માટે કર્મ કર્યા વગરની એક ક્ષણ પણ જતી નથી અને બુદ્ધિમાન હંમેશા સત્કર્મને વળગી આ સંસારસિંધુ સહેલાઇથી તરી જાય છે.

મારે પણ કર્મ તો કરવુંજ પડે છે, હું મનુષ્યોને મારાં કુમકુમભર્યાં આગમનથી રીઝવું છું અને તેમને અનેકવિધ પ્રેરણા અર્પું છું. આ નુતન વર્ષના મારા દરેકને આશિર્વાદ છે કે હંમેશા તમારા મસ્તકે કુમકુમનાં તિલક વસો, તમારા કાર્યમાં યશ, વાણીમાં મધુરતા અને દ્રષ્ટિમાં નવજીવન અર્પવાની શક્તિ વસો અને અનેક રીતે જગતમાં ઉપયોગી બની, જીવનનું સાર્થક કરો.

(પુષ્પોથી વધાવે છે.)

(અરૂણદેવ પધારે છે.)

**અરૂણ–** ઉષાદેવી! ઉષાદેવી! ઉભા રહો, નુતન વર્ષના મારા નમસ્કાર સ્વીકારો. મને પણ આશિર્વાદ આપો કે હુ મારા કર્તવ્યમાંથી માંથી ડગું નહિ અને મારૂં કાર્ય નિર્વિઘ્ને પાર પાડું.

આ મહાન યુદ્ધના ધુમાડાથી માનવોની આંખે પુરૂં દેખાતું પણ નથી અને બોમ્બગોળાના ભયંકર અવાજોથી કાન ફાટી જાય છે. કંઇ ઉપાય બતાવો કે બધું શાન્ત થાય. દેવી! જગત બહુ ભયમાં છે, ચારે બાજુ હાહાકાર વર્તી રહ્યો છે, દુઃખની ચીસો હ્રદયને વિહ્વળ કરી નાખે છે. હવે આ ભયાનક દ્રષ્ય વિશેષ જોઇ શકાય તેમ નથી. દયા વરસાવો દેવી! માનવોની હત્યા ઠેર ઠેર થઇ રહી છે.

**ઉષા**– હું શાન્તિપ્રિય; જગતને શાન્તિ આપવી એ મારૂં કર્તવ્ય, પણ જગત પર પરમાત્માનો કોપ હાલ ઉતરેલ છે, બહુ પાપ વધી જવાથી તેનું પ્રાયશ્ચિત કર્યેજ છુટકો છે. જગતજનો સત્કર્મમાં પ્રવર્તશે, ખરાં હૃદયથી પરમાત્માની પ્રાર્થના કરશે અને દુનિયા પરથી પાપ ઓછાં થશે તો જરૂર થોડા વખતમાં શુભ સમાચાર મળશે. માટે જા મારા વીરા, તારો રથ જોડી વહેલો સીધાવ, અને મારો સંદેશો માનવજાતને પહોંચાડ. પ્રભુ તને સહાય કરો.

**અરૂણ**– અસ્તુ બ્હેન, બ્હેનની આશિષ જરૂર ફળશે, અને મને વિજય મળશે. ચાલ હું સત્વર જાઉં અને જગતને સંદેશો પહોંચાડું.

(દુંદુભિનો અવાજ થાય છે)

(સાથે મીઠા સરોદ સંભળાય છે.)

**અમૃત ચોઘડીયાં બજે, મંદિર મંગળ નાદ;**
**અરૂણ લઇને ઉતરે, ઇશ્વર આશિર્વાદ.**



# નવદુર્ગા પૂજન

**યોગમાયા**– યદા યદા હિ ધર્મસ્ય ગ્લાનિર્ભવતિ ભારત
અભ્યુત્થાનમધર્મસ્ય તદાત્માનં સૃજામ્યહમ્
પરિત્રાણાય સાધૂનાં વિનાશાય ચ દુષ્કૃતામ્
ધર્મસંસ્થાપનાર્થાય સંભવામિ યુગે યુગે

જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે અને અધર્મનું બળ વધે છે, ત્યારે, પ્રભુ પુનઃ ધર્મનું સ્થાપન કરવા, દુષ્ટોને મારવા અને ભક્તોને તારવા અવતાર ધરે છે, એમ ભગવાને કહ્યું છે તે સાચું જ છે. આજ પ્રભુ ગોકુળમાં પધાર્યા હવે પૃથ્વી પર સુખનો સૂર્ય ઉદય પામશે. વાહ! પ્રભુ તારી બલિહારી છે. ચાલ હવે પ્રભુને વંદન કરી હું મારા કાર્ય માટે જાઉં. (ત્યાં શ્રીકૃષ્ણ આવે છે.)

**શ્રીકૃષ્ણ**– યોગમાયા તારા આત્મબલિદાનના કાર્યથી હું પ્રસન્ન થયો છું. તારી પૂજા દશે દિશાઓમાં થશે અને તુ નવદુર્ગાના નામથી પ્રખ્યાત થઈશ.

**યોગમાયા**– ભગવાન, આપનું કાર્ય કરવું એ તો મારો ધર્મ છે. દેશ આજ દુષ્ટ કંસના ત્રાસથી ત્રાહી ત્રાહી પોકારી રહ્યો છે, કંસના હાથે કાળધર્મને પામેલા નિર્દોષ બાળકોના રકત પૃથ્વી પર પડતાં તે પણ કંપી ઉઠી છે. પ્રભુ! આપ વિના એ પાપી કંસને મારવા કોઈ સમર્થ નથી.

**શ્રીકૃષ્ણ**– તેં પાપી કંસને ચેતાવી તો દીધો છે કે તારો વેરી, તારો કાળ જન્મી ચુકયો છે, માટે તૈયાર રહેજે. હવે ભલે તે મારી શોધ કરવા આવે.

**યોગમાયા**– પ્રભુ! આપને એ પાપી કંસ અને એના સાગ્રીતો બહુ રંજાડશે. આપને તો મનુષ્ય તરિકે કાર્ય કરવાનું છે એટલે સાવધ રહેવું પડશે.

**શ્રીકૃષ્ણ**– માયા, તું મારી ચિંતા ન કર. મને જરૂર પડે ત્યારે તું આજની જેમ સહાય કરજે. તારી સહાયતાથી હું તે દુષ્ટને બરોબર પહોંચીશ. તું હવે પૃથ્વી પર જા, અને સર્વ સ્થળે આનંદમંગળ પ્રસરાવ. તું જગવિખ્યાત થશે. દુર્ગા, ભવાનિ, કાલી, અંબા, અંબિકા, એવા અનેક નામો વડે લોકો તારૂં પૂજન કરશે, નવરાત્રીના નવ દિવસો તારા નામથી ઉજવાશે અને તારી પૂજા વડે જગતમાં સુખ શાંતિ ફેલાશે.

**યોગમાયા**– જેવી પ્રભુની આજ્ઞા. (નમન કરે છે) શ્રીકૃષ્ણ જાય છે.

**યોગમાયા**– હાશ, આજ હૃદયમાં અગાધ શાંતિ લાગે છે. પ્રભુને ગોકુળમાં પધરાવ્યા અને મામા કંસને હાથે આત્મભોગ આપતાં કેવો આનંદ અનુભવ્યો. હજી પણ એ આનંદના સ્મરણો હૃદયમાં ગુંજન કરે છે. સાક્ષાત પ્રભુના દર્શન કરી કોણ નવપલ્લવિત ન બને? અને એમની આજ્ઞાને અનુસરી આજ અમુલ્ય વરદાન પામી છું. ચાલો સાહેલીઓને બોલાવી સ્થળે સ્થળે આનંદમંગળની તૈયારી કરૂં?

સખી સુરેખા, ચિત્રલેખા !

**સુરેખા**<br>**ચિત્રલેખા** } (સાથે) યોગમાયા, દેવી, અમને કેમ યાદ કર્યાં શી આજ્ઞા છે!

**યોગમાયા**– બ્હેનો, જાઓ દેવી સાવિત્રી, દેવી ઇન્દ્રાણી, અને દેવી પાર્વતીને એમની સર્વ સાહેલીઓ સાથે નોતરાં આપી આવો કે આજ પ્રભુ જગત પર પધાર્યાં છે. એમના આનંદ ઉત્સવ નિમિત્તે રાસરંગ ખેલવા પધારે. આપણે જગતને જગાડવાનું છે. એમને સંગીતના મીઠા સરોદે ઉગતી ઉષાના મોંઘામુલા વધામણા આપવાના છે. જાઓ બ્હેનો, નોતરાં આપી વ્હેલાં આવો ત્યાં સુધીમાં હું પણ દેવી પાર્વતીના પૂજનની તૈયારી કરી લઉં

**ચિત્રલેખા-સુરેખા**– જેવી યોગમાયાની આજ્ઞા. (જાય છે)

(સખીઓ પૂજનની સામગ્રી તૈયાર કરે છે દેવી પાર્વતિની મૂર્તિ, ધુપ દીપ તથા પૂજાનો થાળ વિગેરે ગોઠવે છે.)



(સર્વે દેવીઓ આવે છે.) (સર્વે એક બીજાને નમન કરે છે.)

**સાવિત્રી–** ભગવતી, યોગમાયા, આજ અમને યાદ કરવાનું શું પ્રયોજન છે?

**યોગમાયા–** દેવી સાવિત્રી, આપ જાણુતાજ હશો કે પૃથ્વી અસુરોના ભારથી પીડાઈ રહી છે. ઠેકઠેકાણે કારણુ વગરના નિર્દોષ માનવોની હત્યા થઇ રહી છે. પૃથ્વીદેવી આ વધુ પડતો ભાર સહન ન કરી શકયા એટલે દેવતાઓને શરણે ગયાં. દેવતાઓ કંઇ કરી ન શકયા ત્યારે પૃથ્વી દેવી ભગવાન વિષ્ણુને શરણે ગયાં. વિષ્ણુ ભગવાને ભૂમિનો ભાર ઉતારવા વરદાન આપ્યું અને તેઓ પૃથ્વી પર અવતર્યાં છે, અને મને આજ્ઞા કરી છે કે પૃથ્વી પર સ્થળે સ્થળે આનંદમંગળના ઉત્સવો કરવા અને શુભ સંદેશા આપવા.

**સાવિત્રી–** ભગવતી આપે મને યાદ કરી મારા આનંદમાં અભિવૃદ્ધિ કરી છે. ભગવાન પધારવાથી જગતપર સાત્વિક ભાવનાનું આવરણુ ફેલાશે અને મનુષ્ય જાત સુખી થશે.

**ઇન્દ્રાણી–** સુભગે, આજના શુભસંદેશે અમીઝરણાં વહાવ્યાં છે. ચાલો જગત પર આપણા દૈવી વૈભવો ન્યોછાવર કરીએ.

**પાર્વતી–** દેવી, આપનો આદેશ સાંભળી હૃદય આનંદ સાગરે ઉછળી રહ્યું છે. ઇચ્છું છું કે જગત પર વહેતા ઝેરવેરના આંદોલનો દુર થાય અને સુખ શાંતિ ફેલાય. દેવી, આપ ભગવાન વિષ્ણુને કયારે મળ્યા?

**યોગમાયા–** મને શ્રી વિષ્ણુ ભગવાને આજ્ઞા કરી હતી કે કપટી કંસને અને તેના અનુયાયીઓને માયાવી સુખનિદ્રામાં સુવાડવા અને યશોદાને ત્યાં પુત્રી રૂપે ગોકુળમાં અવતરી મારે મથુરાં જવું. ત્યાં કપટી કંસે હું એમની શત્રુ છું એમ માની મારો વધ કર્યો. એ આત્મભોગના બલિદાને ભગવાન વિષ્ણુએ મને દિવ્ય વરદાન આપ્યું કે મારી દશે દિશાઓમાં દેવી તરીકે પૂજા થશે, અનેક નામો વડે લોકો મારૂં પૂજન કરશે.

**પાર્વતી**– વાહ ભગવાને યથાર્થ વરદાન આપ્યું. બ્હેનો ચાલો, આપણે દેવી યોગમાયાનું પૂજન કરી કૃતાર્થ થઇએ.

**યોગમાયા**– પણ દેવી પાર્વતી, હું તો હંમેશા આપનું જ પૂજન કરતી આવી છું, અને આજે પણ પ્રથમ તો આપનીજ પુજા કરીશ.

**પાર્વતિ**– મારૂં પૂજન શા માટે? પૂજન તો હવે અમે આપનુંજ કરશું. જે ત્યાગવૃત્તિએ આપે જગતનું કલ્યાણ કર્યું છે, જે અણુમોલ આત્મભોગ અર્પ્યો છે, તે ખરેખર પૂજવા યોગ્ય છે.

**યોગમાયા**– માતા ભવાનિ, જે તપરૂપી સિદ્ધિ આપ અને મહાદેવજી વર્યા છો તેને કોઇ પ્હોંચી શકે તેમ નથી. હું તો હમેશા આપના પૂજનેજ ઉજળી બની છું. જેણે હળાહળ ઝેરને પચાવવાની મહાન શક્તિ ધારણ કરેલી છે એવા મહાદેવના આપ અર્ધાંગના છો એ શક્તિ આપનામાં પણ વિરાજી રહી છે.

**સાવિત્રી**– પાર્વતી, દેવી યોગમાયા કહે છે તે સત્ય છે. આપના પૂજન વડે અમે સર્વે એ શક્તિ પ્રાપ્ત કરીએ. માતા આપના પારને કોણ પામી શકે એમ છે?

**ઇન્દ્રાણી**– દેવી પાર્વતી, ઝેર વેરના કાતિલ ઝેરને આપ પચાવી શકો છો. એ શક્તિ અમને મળો એજ અમારી પ્રાર્થના.

**યોગમાયા**– ચાલો બ્હેનો, આપણે સૌ દેવી પાર્વતીનું પૂજન કરી મહાન દૈવી શક્તિ મેળવી પૃથ્વીના માનવ જાતને જાગૃત કરી પ્રભુનો આદેશ પહોંચાડીએ.

**પાર્વતી**– ભગવતી યોગમાયા, આપની કૃપાવડે મને સિધ્ધિ મળેલ છે. હું તો હંમેશા આપનું ધ્યાન ધરી માંગું છું કે મને માયાના આવરણથી મુક્ત રાખજો. દેવી, આપની કૃપા વડેજ હું યશ, કીર્તિ અને મહાન વિભૂતિ સમા મહાદેવ જેવા પતિ મેળવવા ભાગ્યશાળી બની છું. મારા હૃદયના શ્વાસોશ્વાસ આપના નામનું રટણ કરે છે કે મને ખોટી માયાના મોહથી દુર રાખજો.

**યોગમાયા**– ભગવતી, આપણી ભાવનાઓ એકજ છે. આજે પ્હેલું પૂજન આપનું કરવાની રજા આપો. જગતમાં ભલે આપણી બન્નેની પૂજા થાય. આપણે કયાં જુદા છીએ!

**પાર્વતી**– જેવી આપ સર્વ દેવીઓની ઇચ્છા. હું વધું બોલી શકતી નથી.

**યોગમાયા**– બ્હેનો, પૂજનની સામગ્રી તૈયાર છે. દેવી પાર્વતીનું પૂજન કરી નવરાત્રીનું શુભ શુકન કરી ઉત્સવ ઉજવીએ.

**પાર્વતી**– જાઓ સખીઓ, આજથી નવરાત્રીનો આરંભ કરવાનો છે. તમે પણ સુવર્ણ કળશ, મંગળ આરતી અને અબિલ ગુલાલ સહિત પૂજનનો થાળ લઇ વ્હેલાં આવો. આપણે જગત જનોને જગાડવા છે.

ગરબો

(સખીઓ બધી સાથે)

**લીલા તોરણીયા બંધાવો ચંદન ચોક પુરાવો**
**નવનોરતા આવ્યા.**

**કુમકુમ સાથીયા પુરાવો કેસર છાંટણાં છંટાવો**
**નવનોરતા આવ્યા.**

**મંગળમયી માતા અવની પર ઉતરવાના આજે**
**મોંઘામૂલા ભાવભર્યા સ્વાગત કરશું સંગાથે**
**નવનોરતા આવ્યા.**

**લીલા તોરણીયા બંધાવો ચંદન ચોક પુરાવો**
**નવનોરતા આવ્યા.**

**ઉગમણે દરવાજે માની ઉગતી દિશા ભાળું**
**અજવાળે અજવાળે માના પૂનિત પગલા પૂજું**
**નવનોરતા આવ્યા.**

લીલા તોરણીયા બંધાવો ચંદન ચોક પુરાવો
નવનોરતા આવ્યા.

કળશ, શ્રીફળને લીલોવાઘો આસોપાલવ મુકું
દિવડે દિવડે દિલની વાતો, અગર સુવાસિત મુકું
નવનોરતા આવ્યા.

લીલા તોરણીયા બંધાવો ચંદન ચોક પુરાવો
નવનોરતા આવ્યા.

સંકટ કાપો સુખ બહુ આપો આશ અનેરી મનમાં
પ્રેમભાવના જનકલ્યાણે સંપ વસો અંતરમાં
નવનોરતા આવ્યા.

લીલા તોરણીયા બંધાવો ચંદન ચોક પુરાવો
નવનોરતા આવ્યા.

(સખીઓ ગરબો ગાય છે. યોગમાયા પાર્વતી પુજન કરે છે. ગરબો ગવાઈ રહ્યા પછી)

**યોગમાયા**– બ્હેનો, નવરાત્રીનું શુભ શુકન કર્યું. ભગવાન વિષ્ણુનો શુભ સંદેશ હવે જગતને આંગણે પહોંચાડીએ.

**પાર્વતી**– હા જગત જનોને કહો કે ઘરઘર દીપમાળા પ્રગટાવો આસોપાલવના તોરણો બંધાવો કુમકુમના સાથીઆ પુરાવો—નવદુર્ગા મા રાસરંગ ખેલવા સ્વર્ગમાંથી ઉતરી જગત પર પધારે છે.

**સાવિત્રી**– અને દેવી આપણી સર્વે સાહેલીઓને બોલાવીએ કે આપણો સાથ પુરે પ્રભુપધાર્યાના મોંઘા વધામણા વિશ્વવિરાટમાં પહોંચાડવાના છે.

**પાર્વતી**– હા ચાલો—આપણે સર્વે મળી પ્રભુપધાર્યાની મંગળ વધાઈ આપીએ. આપણી સાહેલીઓને મેં બધી તૈયારી કરવા કહેલ છે.

(બધા પૃથ્વીપર ઉતરે છે.)

## ગરબો

(બધા સાથે)

જા.....ગો, જાગો જાગો જન વિશ્વવિરાટના
જાગો જાગો સૌ આજ. જા.....ગો
રજનીના ઘેરા અંધારમાં થી ઉઠજો પ્રગટયો
તમ પાસે પ્રકાશ. જા.....ગો
જાગો જાગો જન વિશ્વવિરાટના
જાગો જાગો સૌ આજ. જા.....ગો
સરણાઈના મીઠા સરોદથી ઉઠજો
સજો સુરાઓના સાજ. જા.....ગો
પ્રભુ પધાર્યાના મંગળ વધામણા
આનંદ ઉત્સવ આજ. જા.....ગો
આજ તમ આંગણીએ સ્વસ્તિક પુરજો
મુકો દીપમાળાઓ દ્વાર. જા.....ગો
નવદુર્ગા માતના નવરાત્રી પૂજને
વિજયી બનો સૌ આજ. જા.....ગો
જાગો જાગો જન વિશ્વવિરાટના
જાગો જાગો સૌ આજ. જા.....ગો

# પ્રેમ પગથી – વ્રજત્યાગ



## પ્રેમ પગથી

### પાત્રો

| | | |
|---|---|---|
| વિનોદિની | : | એક ભક્તિ ભાવિ બ્હેન |
| રજની | : | વિનોદિની ની સખી, નવા વિચારના દોરે ચાલતી સ્ત્રી |

---

## વ્રજત્યાગ

### પુરૂષ પાત્રો

| | | |
|---|---|---|
| શ્રી કૃષ્ણ | : | ભગવાન વિષ્ણું, વાસુદેવ ના પુત્ર, નંદરાયને ઘેર ઉછરેલ |
| બળદેવ | : | શ્રી કૃષ્ણના મ્હોટા ભાઈ |
| અક્રુર | : | શ્રી કૃષ્ણ ના કાકા |
| ગોપ બાળકો | : | શ્રી કૃષ્ણ ના બાળ સખા |
| ભીખુ | : | શ્રી કૃષ્ણ નો બાલ સખા |

### સ્ત્રી પાત્રો

| | | |
|---|---|---|
| રાધા | : | ભીખુભાણ ની ભાગ્યવાન પુત્રી અને શ્રી કૃષ્ણ ની પ્રિય સખી |
| વિશાખા | : | રાધા ની પ્રાણ પ્રિય સખી |

તથા બીજી સખીઓ, ગોપ બાળાઓ વિગેરે

# પ્રેમ પગથી

## એકાંકી નાટક

### પ્રવેશ પહેલો

**પ્રેમ પ્રેમ વિશ્વ પ્રેમ એજ જ્યોત જાગી**
**હવે પ્રેમવિણ હૃદયબાગ સૂના સૂના**

(વિનોદિની બાગમાં ફૂલ વીણી રહી છે ત્યાં રજની આવે છે.)

**રજની**– અરે, હું તો તને ગોતી ગોતી થાકી અને બાઈસાહેબ તો પુષ્પો સાથે ભ્રમર જેમ મુગ્ધ બની ગયાં છે. પણ કહે તો ખરી, આવાં સુંદર સુંદર પુષ્પો કોને માટે ચુંટે છે? કયા ભાગ્યશાળી માટે આ પ્રેમમાળા ગુંથાશે?

**વિનોદિની**– ભાગ્યશાળી હું થઈશ કે પહેરનાર આ માળાનો અંગીકાર કરશે. જેને માટે આ પુષ્પો ચુંટાય છે તેને ખરેખર મારા પરમપ્રિય કહું કે જીવનસાથી કહું કે આત્મન્ કહું તેની મને સમજ નથી પડતી. તેના જાપ વગર મારાથી ઘડી પણ રહી શકાય નહિ, એવી એની લગની લાગી છે.

**રજની**– પણ નામાભિધાન તો કહે કે કંઈ સમજ પડે.

**વિનોદિની**– નામ? નામનું તારે શું કામ છે? તે જાણીને તું શું કરશે? તને આનંદ આપે એવું એ નામ નથી.

**રજની**– તું જે નામને આટલા પ્રેમથી ચાહે છે તેને માટે મને કેમ માન ન થાય? વાહ તું પણ કંઈ અજબ તોરી મગજની લાગે છે.

**વિનોદિની**– પણ હું તને અને તારા સ્વભાવને ઓળખું છું અને જાણું છું કે એ વાત તને નહિ ગમે અને તને ન ગમે એવી વાત કહેવાથી ફાયદો શું?

**રજની**– વાહ રે વાહ! મારા ડહાપણના ભંડાર! આખી દુનિયાનું બધું જ ડહાપણ તારામાંજ ભરાયું છે ને શું? ઠીક ભલા કહે જોઈએ, આજે તારે ત્યાં કોણ આવવાનું છે?

**વિનોદિની**– મારે ત્યાં હું પોતેજ રહેવાની નથી. કોણ આવવાનું છે એ કેમ કહી શકાય?

**રજની–** ત્યારે કહે ને આજે કોની સાલગ્રેહ છે. આ બટમોગરો જોઇ હૃદય પ્રેમથી બહાર છલકાય છે. આ ગામડી ગુલાબ મગજને તર બનાવે છે. અહાહા? કોણ એ રસીલો હશે? કોણે એવું પ્રભુત્વ ધારણ કર્યું હશે કે જેને માટે આ બાઇસાહેબ આટલી મહેનત ઊઠાવે છે. તારે નથીજ કહેવું એમ?

**વિનોદિની–** મને કહેવામાં કંઇ વાંધો નથી પણ જ્યાં જેની કિંમત નહિ તેને તે કહેવાથી લાભ શું? ઉલટું અત્યારે તારા મુખપર જે આનંદ છે તે મારી વાતથી રખે ને દિલગીરીમાં ફેરવાઈ જાય, એની મને બીક લાગે છે. જો ને તારાથી મારે છૂપાવવાનું શું હોય? તું ગમે તેવી તોય મારીજ ને? રજની વગર કોઇને શાંતિ મળી શકે છે?

**રજની–** શેની તારી? કપટ તો તારા દિલમાં ટોપલાના ટોપલા ભર્યું છે ને તારી શેની? અને જો તું મને તારીજ લેખતી હોય તો મને આટલી ટળવળાવે છે શાની?

**વિનોદિની–** જો, મને વચન આપ કે મારી વાતથી તને જરાય ગ્લાનિ નહિ થાય. હું જેનું નામ કહું તેની તું નિંદા નહિ કરે પણ તેને માટે માન અને પ્રેમ ધરાવશે, તો હું નામ કહું. આપ વચન. પણ જો હૃદયમાં આ વાત બરોબર ઉતારી વિચાર કર અને મન દઢ હોય તોજ વચન આપજે. વચન પાળવાની શક્તિ હોય તોજ કહેજે, નહિ તો મારે નામ કહેવાની જરૂર નથી કારણ કે હું તારા વિચાર બરોબર જાણું છું. તને બરોબર ઓળખું છું.

**રજની–** આ પુષ્પો એવાં આકર્ષક છે કે એને ધારણ કરનારને મારે જાણવોજ જોઇએ. આની સુગંધમાં એવું જાદુ છે કે હું આજે પરાણે તારી તરફ દોરાઈ રહી છું. મને સમજ નથી પડતી કે આજે તારી ખાનગી વાત જાણવાની આટલી તાલાવેલી મને કેમ થાય છે? સર્પ જેમ મીઠી સુગંધનો મોહ છોડી નથી શકતો તેમ હું તારા હૃદયને જીતનારના નામનો મોહ છોડી નથી શકતી. (થોડી વાર વિચાર કરે છે) લે આ વચન. તું જેને આટલા પ્રેમથી ચાહે છે તેને માટે હું પણ માન અને પ્રેમ ધરાવીશ. બોલ, બોલ હવે શુભ નામ બોલ. મારા અંતરને શાંત કર.

**વિનોદિની–** જેના વગર તું, હું અને આ જગત રહી શકતું નથી એવા એ પ્રભાવશાળી માટે અને તેના ભકત માટે આ માળા બનશે.

**રજની**– તારી તો ગોળ ગોળ વાતો બહુ. તને અનેક વાર કહ્યું કે તારા પ્રેમપાત્રનું હું અપમાન નહિ કરૂં પણ માન અને પ્રેમ ધરાવીશ તો પણ તને હજી વિશ્વાસ નથી બેસતો. હું તને ફરી ફરી વચન આપું છું અને કહું છું કે તું જેને આટલા પ્રેમથી પૂજે છે તેને માટે હું પણ માન અને પ્રેમ ધરાવીશ. શું હજી પણ તને તેમાં શંકા લાગે છે? તું તારી શંકા દૂર કર. હું મારો દીધેલ કોલ બરોબર પાળીશ. બોલ, સાચું કહે.

**વિનોદિની**– જો બહેન, સાચું કહું, તું જેનાથી હંમેશાં દૂર ભાગે છે એવા એ મારા સ્વજન માટે આ પુષ્પમાલા બનશે; એક બનશે શ્રીકૃષ્ણ માટે કે જે મહાન યોગેશ્વર બની ગીતા ગાઈ જગતના તારણહાર બન્યા છે. એક શ્રીરામને માટે છે, જેણે જગતમાં કેમ જીવાય તે જનતાને શીખવ્યું છે; જે મર્યાદાપુરુષોત્તમ તરીકે પૂજાય છે.

**રજની**– મને માફ કરજે બહેન, હું તો કંઈ બીજુંજ સમજી હતી.

**વિનોદિની**– અરે, તું હજી ધીરજ તો ધર. બીજી બે માળામાંની એક વેલાંબહેન કે જે શ્રીકૃષ્ણનો મહિમા બહેનોને ગીતામૃતરૂપે પાઇ રહ્યાં છે, યોગેશ્વરના અગમનિગમના આદર્શભર્યા પ્રેમરૂપી પાથરણ પાથરી રહ્યા છે અને બીજી ગંગાબહેન માટે કે જે રામાયણને ઘોળી ઘોળી પીએ છે અને બહેનોને ઉપદેશ દ્વારા જીવન કેમ જીવાય અને જગત્ કેમ જીતાય તે શીખડાવે છે. બોલ તું આ બન્નેની ભક્ત બનીશ? તેમને પ્રેમથી ચાહીશ? તેમને માટે પ્રેમ અને માન ધારણ કરીશ? તે તારાથી બનશે?

**રજની**– ઓહો? તેં મને તારી જાળમાં બરોબર સપડાવી ને શું? હું જેનાથી દૂર ભાગતી ફરૂં છુ તેના ભક્ત થવાનું તું મને કહી રહી છે ને શું? પણ મેં તને વચન આપ્યું છે એટલે હું તેમને માટે માન અને પ્રેમ મારા અંતરમાં વધારીશ; બાકી તને તો ખબર છે કે શુક્રવારે ગીતા અને સોમવારે રામાયણ હોય છે એટલે એ બન્ને દિવસો-એ જતીજ નથી કારણ કે હજી મારાથી એટલી શાંતિ રાખી શકાતી નથી કે હું રામાયણ અને ગીતા શાંતિથી સાંભળી શકું. મારાથી બોલ્યા વગર રહેવાતુંજ નથી.

**વિનોદિની**– જેના વડે આખું વિશ્વ નભી રહ્યું છે એ નામ તને અકારૂં લાગે છે? જેનો બંસીનાદ અખિલ બ્રહ્માંડમાં ગુંજી રહ્યો છે, જે નાદે યોગીમુનિઓના ધ્યાન પણ ચુકવ્યાં છે એ મીઠા મધુભર્યો નાદ તને નથી સંભળાતો? જેણે યોગેશ્વરરૂપે આખા વિશ્વને મોહ પમાડયું છે, જેની રગેરગમાં મધુરતા ભરી છે, એ નામ તને મધુર નથી લાગતું? તું જરા વિચાર, તારા અંતરચક્ષુ ખોલ. જેણે પરાર્થે જીવન સમર્પી મોહમાયાને પોતાના હાથમાં રાખી છે એવા વિતરાગીનો મોહ તને નથી લાગતો?

**રજની**– બહેન, જો તને મારા અંતરની વાત કહું. અમને તો એ કૃષ્ણ, ગોપીકાઓમાં ધૂમનારો રાગી લાગતો હતો. ગોપીકાઓની મોહમાયામાં લપટાયેલો અને કપટથી ભરેલો હોય એવો લાગતો હતો અને રામ જેણે નિર્દોષ સીતાને વનવાસ કાઢી તેની ઉપર ભાવ આવતોજ, નથીને!

**વિનોદિની**– અહીંઆજ તારી ભૂલ છે. રામે પોતાના પ્રાણ કરતાં પ્રજાના સુખને વિશેષ માન્યું છે, પ્રજાના સુખમય જીવનના ઘર-ઘરમાં સીતાનો દાખલો અશાંતિ ફેલાવતો હોય, એ વિચાર અને એ દુઃખ રામથી ન જોવાયું અને પોતાના અને સીતાના આત્મભોગે રામે અને સીતાએ જીવનને મહાન આદર્શમય બનાવે એવો ત્યાગ આપણને શીખવ્યો. મહાન પુરૂષોનાં જીવન, સામાન્ય મનુષ્યોની સરખામણીમાં નથી મૂકી શકાતાં; ત્યાગની ભાવના જ્યારે આપણામાં આવશે, આપણી દિવ્ય દૃષ્ટિએ તેને જોવાં માંડશું, ત્યારે એના મોહ છૂટી નહિ શકે.

**રજની**– ખરી વાત છે બહેન. આજથી તું મારો ગુરૂ છે. મારામાં ખોટો ખ્યાલ મૂકાયેલો હતો તેની આંધી આજે દૂર થઇ છે. જેણે પોતાના દેશ માટે અને જગતનાં દુઃખ માટે આત્મસમર્પણના યોગ સાધ્યા છે, એવા વીર મહાપુરૂષોની ગાથાઓની પારાયણો ઘેરઘેર વંચાવી જોઇએ. આજે તેં મારાં અંતરચક્ષુ ઉઘાડયાં છે. ચાલ, આપણે એ ભકતજનનાં દર્શન કરીએ. હું પણ હવે પ્રભુ પાસે પ્રાર્થના કરીશ કે મને એવું બળ આપે કે મારી અસ્થિરતા દૂર થાય, મારામાં શુદ્ધ ભકિત ઉત્પન્ન થાય અને હું શાંતિથી એ અમૃતરસ પી શકું એવી ધીરજ મારામાં આવે. લે, હવે રાજી! ભકતજન જ્યાં સુધી તેના ભકતોમાં વધારો ન કરે ત્યાં સુધી તેમને શાંતિ વળે નહિ. આ તો મારી જાળમાં હું પોતેજ સપડાઇ.

અરે ભૂલી! હવેજ મને સાચો રસ્તો મળ્યો. હવે મારૂં નાવ બરોબર પાર ઉતરશે. બહેન, હું તારો કેટલો બધો આભાર માનું? આજે તેં મારા અંતરતિમિર દૂર કર્યાં છે. તું ખરેખર મારી જીવન સંગાથિની બની છે.

**વિનોદિની**– ચાલ ત્યારે, આજે આપણે ભકતજનોને પગે લાગી પાવન થઈએ.

**રજની**– હા ચાલો, એ અમૃતસરોવરમાં સ્નાન કરી અમર બનીએ.

**વિનોદિની**– અરે, તને એક આનંદની વાત કહું. આજ તો રાધા ગોપીના અમૂલ્ય ત્યાગના પ્રયોગો થવાના છે. શ્રી કૃષ્ણ જગકલ્યાણે કર્તવ્ય-પંથે પડવાના છે, ત્યાગના ભેખ ધરવાના છે. ચાલ ચાલ, અમૂલ્ય દૃશ્ય તને દેખાડું.

## વ્ર જ ત્યા ગ

### પ્રવેશ બીજો

(રાધા ફૂલમાળે શણગારી મધુવનમાં દાખલ થાય છે અને ગણગણે છે.)

**રાધા– બંસી બટ વનઘટ નિકટ, તટ યમુનાને તિર......**
**નાચે નટવર નંદના આહા, હા, હા,**

આજ મધુવન મીઠા સરોદે ગુંજશે, આજ વ્રજબાળ અને ગોપીઓ રાસ રંગ ખેલશે કારણ—

**કૃષ્ણ**– ( ધીમે પગલે આવી રાધાની આંખ મીંચે છે.)

**રાધા**– એજ એજ મનગમતો કોમળ હાથ, અજબ જાદુ છે એ હાથમાં, કનૈયા, કનૈયા, કનૈયા, (કનૈયો દોડી સંતાઇ જાય છે.)

**રાધા**– અરેરે, કયાં ગયો એ? એક પળમાં કયાં નાસી ગયો? એ નટખટની ગતિ અજબ વેગવંતી છે. હવે હું એને કયાં શોધીશ. (આમતેમ શોધતી ફરે છે. ત્યાં કૃષ્ણ અને વ્રજબાળકો હાથમાં ફૂલમાળા લઇ પ્રવેશ કરે છે.

**કૃષ્ણ**– આજ તો રાધોત્સવ છે ને સખી? સ્વીકારો આ પુષ્પમાળ અને ફૂલ જેવા સુવાસિત અને પ્રિય રહેજો.

**રાધા**– અરે નટખટ, ડાહપણના ભંડાર! એમ આંખ મીચોલી કરી કયાં નાસી ગયો હતો? અને અત્યારે કંઇ બન્યુ ન હોય એમ બોલી રહ્યો છે. પુષ્પમાળા સ્વીકારો સખી!

**કૃષ્ણ**– હું અહિં આવ્યો જ નથી. મેં તારી આંખ મીંચી જ નથી.

**રાધા**– અરે ઢોંગી, હું તને પુરે પુરો ઓળખું છું. નંદકિશોરનો હાથ રાધાથી કેમ છાનો રહી શકે?

**કૃષ્ણ**– જો રાધા આજ તો રાધોત્સવ છે ને? આજ વ્રજ કુમારો રાસ ખેલવા આવ્યા છે.

**ગોપ કુમારો**– રાધારાણી, આજ તો રાધોત્સવ ખુબ ઉજવવો છે આજ વ્રજમાં ઘેર ઘેર આનંદમંગળ વર્તાઇ રહ્યો છે. વ્રજની ગલીએ ગલીએ અને ચૌટે ચૌટે, સૌના મુખમાં રાધા રાણીના રાસો ગુંજી રહ્યા છે. ચાલો રાધા રાણી ચાલો, મધુવનના ઝાડે ઝાડ અને પાંદડે પાંદડા તમારા મીઠા સુર સાંભળવા આતુર છે. વ્રજ બાલિકાઓ ચાતક જેમ વર્ષાની વાટ જુએ, તેમ તમારા મધુર બંસી સમા મીઠા સુરની રાહ જુએ છે. રાધા રાણી ચાલો, રાસ રાસેશ્વરીના રાસ જગાડવા.

**કૃષ્ણ**– અરે! પેલું કોણ આવે છે? (બધા આવનારને જોઇ રહ્યા છે.) વ્રજબાલિકાઓ રાધાને વધાવવા આવી પહોંચે છે. રાધાને ફૂલમાળે શણગારે છે. અને શ્રી કૃષ્ણ સહિત આનંદ ગીત ગાઇ રાધાને રીઝવે છે.)

**( ગાયન )**

**રાધા રાણીનો ઉત્સવ આજે, પ્રેમની રાણીનો ઉત્સવ આજે,**
**ભીખુ ભાણ સુતા.**

**ડગલે, ડગલે, કુંમકુંમ વેરે, ભાલે શશીકલા ત**
**વરે શોભે દિવ્ય પ્રભા.**

**રાધા રાણીનો ઉત્સવ આજે, પ્રેમની રાણીનો ઉત્સવ આજે**
**ભીખુ ભાણ સુતા.**

મોહિની મુરતી ઉર ઉર વસતી, હાસ્ય મધુરા એ મન,
સૌ, હરતી રહેતી કૃષ્ણ પ્રિયા.

રાધા રાણીનો ઉત્સવ આજે, પ્રેમની રાણીનો ઉત્સવ આજે
ભીખુ ભાણ સુતા.

ફુલરાણી સમ મહેકતી રહેતી, મીઠા હાસ્યે મનડા હરતી
અંતર શુધ્ધ અગાધ.

રાધા રાણીનો ઉત્સવ આજે, પ્રેમની રાણીનો ઉત્સવ આજે
ભીખુ ભાણ સુતા.

દેવો આવે એના દર્શન કરવા, તાપ ટાળે ઉરશાન્તિ ભરવા
એવા એ મુગ્ધ રસાળ.

રાધા રાણીનો ઉત્સવ આજે, પ્રેમની રાણીનો ઉત્સવ આજે
ભીખુ ભાણ સુતા.

**શ્રી કૃષ્ણ અને ગોપ બાળકો–** ચાલો રાધા રાણી આજ રાસ રાસેશ્વરીના રાસ ઉજવીએ હવેતો આવશો ને?

**રાધા–** જેવી કૃષ્ણ મહારાજ ની આજ્ઞા.

**શ્રી કૃષ્ણ અને ગોપ બાળકો–**

રાસ

આવો સખે રાધા સંગાથ રાસ ખેલવા.

રાસ તાલ સુર સાથ, ભજો રાધા ગોપ બાળ.

કરો મનડું રસાળ, ઝીલો અંતર અવાજ, ફરો ફુદડી સંગાથ

આવો સખે રાધા સંગાથ રાસ ખેલવા.

આત્મા અંતર જ્યોત પુરશે.
હૃદયે હૃદયે પ્રકાશ એ મુકશે.
ધરો આત્મ એક ધ્યાન, મુકો અંતર અજ્ઞાન,
તજો ભેદભાવ અંતર આ શુદ્ધ છે.
આવો સખે રાધા સંગાથ રાસ ખેલવા.

આજ રાસેશ્વરીના રાસ ઉજવો
સુર, સોરે, બ્રમાંડ ભરી દીયો
રહો અમર સદા રાસ, ગોપ ગોપી સંગાથ
રસ રાસના એ મુલ અણમોલ છે
આવો સખે રાધા સંગાથ રાસ ખેલવા.

રાસ પુરો થાય છે. ત્યાં (એક ગોપ બાળ દોડતો દોડતો આવે છે. તેનો શ્વાસ માતો નથી. તે માંડ માંડ બોલી શકે છે.)

**ગોપબાળ**– કૃષ્ણ, કૃષ્ણ, કનૈયા, ચાલ, ચાલ, સંતાઇજા. કોઇ મથુરાનો મુવાલી તને શોધતો શોધતો અહિં આવી પહોંચ્યો છે. (વ્રજબાળાઓ ની સામે જોઇ) વ્રજ બાળાઓ કનૈયાને અહિંથી દુર લઇ જાઓ. એને સંતાડી દયો, સંતાડી દયો. નહિં તો મામા કંસે મોકલેલ એ કાળ ભૈરવ એને મથુરા લઇજઇ મારી નંખાવશે.

**કૃષ્ણ**– શું છે? શું છે? ભીખુ તું આમ ગભરાયલો કેમ દેખાય છે? કોણ આવ્યું છે? મથુરાથી?

**ભીખુ**– કોઇ અક્રુર નામનું ક્રુર પ્રાણી તમને મથુરા લઇ જવા આવ્યું છે. મારા કનૈયાને લઇ જવા.

**રાધા**– કનૈયા, કનૈયા, ચાલ અમારી સાથે, વ્રજમાં વ્રજના નંદનવનમાં અમે તને છુપાવી દેશું.

**કૃષ્ણ**– ઘેલીરે ઘેલીરે રાધા, ગોપબાળાઓ, આ આંગણે આવેલ અતિથિનો સત્કાર આમ કરાય? મારે અતિથિ સત્કારાર્થે જવુંજ જોઇએ હું ત્યાં જઇ જોઈ આવું છું કે કોણ આવ્યું છે? અને શું કામ છે? હું હમણુંજ આવીશ તમે બધા રાસની તૈયારી કરો. હું હમણાં આવ્યો અતિથિ સત્કારનો પ્રબંધ કરી આવું છું.

**રાધા**– ના, ના, કનૈયા એ ક્રુર પાસે અમે તને નહિ જવા દઇએ, એ તને મથુરા લઇજાય અને અમારા રસરાસ અધુરા રહે તો? આપ વચન, કે તું અમારી સાથે રાસ ખેલ્યા વગર નહિ જાય.
(મનમાં) ગમે તેમ કરી તેને કાળનાં મોઢે જતો રોકવો જોઇએ.

**શ્રી કૃષ્ણ**– નિર્દોષ રાધે, હૃદયેશ્વરીના રાસ અધુરા રહ્યા સાંભળ્યા છે? તમારો પ્રેમ મને અહિં લોહચુંબકની જેમ ખેંચી લાવશે. તમે નિશ્ચીકર રહો. હું હમણુંજ આવું છું. (શ્રીકૃષ્ણ એકદમ દોડી જાય છે. તેને કોઈ રોકી શકતું નથી.)

(રાધા, ગોપીઓ અને ગોપબાળ હાથ લંબાવી રહ્યા છે. કોઇ બોલી શકતું નથી. કૃષ્ણ જતાં દેખાય છે. હવામાં બધાના કરૂણ સુરનો ગુંજારવ થતો સંભળાય છે.)

**ગાયન**

**કૃષ્ણ જરા જાતાં જાતાં તો જરા થોભ,**
**કૃષ્ણ જરા જાતાં જાતાં તો જરા થોભ.**

**રસ રાસ અધુરા તો રહી જશે.**
**અમ મનની અભિલાષ નહિ પુરશે.**
**પ્રાણ ઝાલુ પાલવડો પ્રસારૂં, ઉભા રહો ને કૃષ્ણજી.**

**કૃષ્ણ જરા જાતાં જાતાં તો દેવ થોભ,**
**કૃષ્ણ જરા જાતાં જાતાં તો જરા થોભ.**

## પ્રવેશ બીજો

(રાધા નંદનવનમાં નિરાશ હૃદયે બેઠી છે. સખીઓ તેની આસપાસ તેને આનંદ આપવા પ્રયત્ન કરી રહી છે. પણ બધું વ્યર્થ.)

**રાધા**– સખી વિશાખા, કૃષ્ણનો કંઈ સંદેશો આવ્યો? અક્રુર આપણને ચેતાવ્યા વગર કૃષ્ણને ઉપાડી ન જાય તો સારૂં. તેં આપણી સાહેલીઓને તેને તેડવા મોકલી છે કે નહિ?

**વિશાખા**– સખી રાધે, એમ નિરાશ નહિ બન, કૃષ્ણ વચન આપી ગયા છે. તે આવ્યા વગર નહિ રહે.

**રાધા**– સખી વિશાખા, આજ મન અતિ વ્યાકુળ બન્યું છે. બાળપણનો નિર્દોષ પ્રેમ, અનેક કુશંકાઓ કરી હૈયામાં કારમાં પ્રહાર કરી રહ્યો છે. સખી ચાલ, જમનાજીને વિનવીએ કે તમારા પ્રવાહને ગોકુળની ચારે દિશાએ એવો પ્રસારો, એવો વેગવંત બનાવો કે શ્રીકૃષ્ણનો રથ જઈ ન શકે. ચાલ, ચાલ, વનદેવતાને વિનવીએ કે તમારી ગાઢી ઘેરી ઘટાઓ ગોકુળની ચારે દિશામાં એવી છવાઈ જાઓ કે શ્રી કૃષ્ણને જવાનો માર્ગ ન મળે. (એક ઉંડો નિસાસો નાંખી) સખી મામા કંસની પ્રપંચ જાળના વિચારે આજ મને બાવરી બનાવી દીધી છે. કયાં શ્રી કૃષ્ણની નિર્દોષતા અને કયાં કંસ કપટીની ચારેપાસ હાહાકાર વર્તાવતી કાળરાત્રી ના ભેદી ખંજર સમી અનેક ગરીબોના લોહી ચુસતી કાળ ભૈરવી કળા. મારા કૃષ્ણ પર એ શું વિતકો વિતાવશે? એનો વિચાર કરતાં હૃદય કંપી ઉઠે છે. શરીરે પ્રસ્વેદ છુટે છે. હું બેભાન બની જઈશ કે શું એવો ભાસ થાય છે. સખી શું કરૂં? કોને પ્રાર્થના કરૂં? કોણ મારા પર કૃપાવંત બનશે? આજ મને બધી દીશાઓ અંધકારમય ભાસે. કંઈ પ્રકાશ લાવ સખી?

**વિશાખા**– રાધે, વ્હાલી રાધે, સંકટ સમયે શાંન્તિ જાળવવાની ખાસ જરૂર છે. તું શાંત થા. જો બંસીનો મીઠો સુર સંભળાય છે. ગોપીઓના ઝાંઝરનો મધુર સુર કર્ણગોચર બની અંતરમાં નવી આશા પ્રગટાવે છે. તને કંઈ સંભળાય છે? ચાલ આપણે આગળ જઈ તેની શોધ કરીએ. (બંને જાય છે ત્યાં રસ્તામાં ગોપીવૃંદ સામો મળે છે.)

**રાધા**– બ્હેનો કૃષ્ણને તમે કયાંય જોયા?

**ગોપી**– ના બ્હેન!

**બીજી**– અમને તો જાણે વાંસળી વાગતી હોય, એવા સુર સંભળાયા અને અહિં આવ્યા તો અહિં તો કંઇજ નથી. (નિરાશ બની નિસાસો મુકે છે.)

**ત્રીજી**– ગોકુળમાંથી તો હું હમણા જ આવું છું. પણ કૃષ્ણને કયાંય જોયા નહિ.

**ચોથી**– આજે ક્રુર આવ્યો છે ને? તેની કારમી કળા કેમ પ્રસરાવશે તે સમજાતું નથી. જો! જો! હૃદય ભયનું માર્યું થર થર ધ્રુજે છે.

**રાધા**– જો! જો! સખી બંસી સુર સંભળાય છે કે શું?

**વિશાખા**– બંસી સુર તો સંભળાય છે. પણ કયાંથી આવે છે તે સમજાતું નથી. ચાલ જમના કીનારે તેની શોધ કરીએ. (બધા જમના કીનારે જાય છે.)

## પ્રવેશ ત્રીજો

### ગાયન

**રાધા અને ગોપીઓ**–

**કયાંથી આવે એ મધુર બંસીનાદ, તો એ ન કૃષ્ણ જડે**
**ઢુંઢું ગોકુળ બધું ગામ, તો યે ન કૃષ્ણ જડે**
**ગોકુળ ઢુંઢયું, વનદ્રાવન ઢુંઢયું,**
**ઢુંઢયા ઢુંઢયા સૌ વનઉપવન, તો યે ન કૃષ્ણ જડે**
**– કયાંથી આવે એ મધુર બંસીનાદ, તો એ ન કૃષ્ણ જડે**
**જમુનાજીમાં જઇને નીરખું, શ્યામ સ્વરૂપ દેખાય,**
**પકડી પાડું એ નટખટ, નટવર, જોઉં ત્યાં ભ્રાંતિ દિસે**
**– કયાંથી આવે એ મધુર બંસીનાદ, તો એ ન કૃષ્ણ જડે**

**રાધા**– અરેરે પગતો આજ કૃષ્ણને ગોતી ગોતી થાકી થાંભલો થઈ ગયા પણ એ નટખટનો કયાંય પતો નથી. (ઘેરી ઘટામાં કોઇના પગલાંનો અવાજ સંભળાય છે. ગોપબાળાઓ કૃષ્ણને પકડી લઈ આવે છે. સાથે અક્રુર અને તેની જવાની તૈયારી સાથેનો રથ પણ છે.)

**ગોપીઓ**– સખી રાધે, લે તારો કનૈયો આપણને કહ્યા વગર મથુરા જઈ રહ્યો હતો અમે માંડ માંડ તને મળવા લઇ આવ્યા.

**શ્રીકૃષ્ણ**– નિર્દોષ રાધે! હું તને કહ્યા વગર જાઉં? હું તો તને મળવાજ આવતો હતો. આપણા બાળપણનો વિશુદ્ધ પ્રેમ શું હું આમ વિસારી દઉં? સખીઓ તમને બધાને હું મળવાજ આવ્યો છું. તમારા આશીર્વાદ લેવા આવ્યો છું. આજ સમય એટલો ટુંકો છે, કે મારાથી વધારે રોકાવાય તેમ નથી પણ હું તમને વચન આપું છું કે હું આઠ દિવસમાં મામા કંસને મારી વિજય મેળવી તમારી પાસે આવીશ.

**રાધા**– નહિ, નહિ, કૃષ્ણ અમે તને કાળના મુખમાં નહિ જવા દઇએ. તારે જવું હોય તો અમારા પર રથ ફેરવી અમને મારીને જા. એટલે અમારે કંઇ અશુભ સાંભળવું ન પડે.

**શ્રીકૃષ્ણ**– રાધે, બાળપણ ખુબ આનંદમાં, અને રાસેશ્વરીના રાસમાં ગાળ્યું. હવે યુવાની, સંગ્રામમાં અને જન કલ્યાણના કાર્યોમાં વિતાડવી છે. આજ મથુરા મરૂભૂમિ સમુ બની ગયું છે. મામા કંસના ત્રાસે રંક પ્રજા ત્રાહી ત્રાહી પોકારી રહી છે. ગરીબના રકતો વિના કારણે ચુસાઈ રહ્યાં છે. સખી બાળપણનો નિર્દોષ પ્રેમ કદી ભૂલી શકાય તેમ નથી તેમ અત્યારે મારાથી એક ઘડી પણ રહી શકાય તેમ નથી. તમારા વિશુધ્ધ પ્રેમને યાદ કરી હું આનંદ મેળવીશ. તમે પણ આપણા બાળપણની રમતો યાદ કરી રમજો, અને આનંદ મેળવજો.

**રાધા**– કૃષ્ણ, એ કપટી કંસની કળાને તું કેમ ઓળખી શકશે? એની પાપી પ્રપંચી જાળમાંથી તું કેમ બચી શકશે?

**શ્રીકૃષ્ણ**– રાધે, સખી જો, મારૂં હ્રદય શુદ્ધ હશે તો કુદરત મને સહાય કરશે, એ પાપી કંસની જાળ જોવાના દિવ્ય ચક્ષુ મને પ્રાપ્ત થશે. ગરીબનો બેલી ભગવાન સર્વ શક્તિમાન મને શક્તિ

આપશે. પરાર્થે જીવન સમર્પણ કરવું, એ તો જીવન જીવ્યાનું લ્હાણું છે. દરેકના નસીબમાં એ લાભ નથી હોતો. તું પણ બીજાના સુખ માટે તત્પર થા અને તેમા તું પૂર્ણ સુખી માન. જે બીજાને માટે પોતાના સુખનો ત્યાગ કરે છે, તેને સર્વત્ર આનંદ મળે છે.

**રાધા**– મારૂં સર્વ સુખ તારામાં સમાય છે. હું, તુંમય છું. તું જગતમય બનતો જાય છે. હું મારા સુખનો ત્યાગ કરૂં? ગરીબના આનંદમાં મારો આનંદ જોઉં? આજ પરાર્થે જીવન સમર્પણ કરૂં. પ્રેમની કફની ધરૂં, જગતને ચરણે મારો પ્રેમ ધરૂં! એ હિંમત! એ ત્યાગના સાજ મારાથી સજાશે! એ શક્તિ મારામાં આવશે! સર્વ દુઃખ સહન કરવાની શક્તિ મને આપ. કૃષ્ણ હું આજ હતાશ બની જાઉં છું. મારૂં સુખ આજ લુંટાઈ જતું હોય એમ મને લાગે છે. કૃષ્ણ મને બચાવી લે. હું તને એ કાળભૈરવ પાસે નહિ જવા દઉં.

**શ્રીકૃષ્ણ**– રાધા, તું માન કે મેં કંસને માર્યો. તને આનંદ થશે કે નહિ? કેટલાયે ગરીબોના તું આશીર્વાદ લઈશ. અને ધાર કે મારૂં કંઈ થયું તો પણ એના જેવો બીજો કયો આનંદ છે. સખી! સંકટગ્રસ્તને સંકટમાંથી બચાવવા એજ માનવતા છે. જીવન તો ક્ષણભંગુર છે. એના મોહ કેવા? દરેક સ્થિતિ આનંદથી વધાવી લેવી અને કર્તવ્યને પંથે અખંડાનંદ અનુભવવો, એ મનુષ્ય ધર્મ છે. તું શાન્ત થા. વિચાર કર. અને મને આશીર્વાદ દે કે વિજય મેળવી વ્હેલો આવું. તમે મારી બાળપણની જીવન સંગાથીની છો. મારા નામ સાથે હંમેશા તમારૂં નામ રહેશે.

**રાધા**– આ તારા ઉપદેશ માટે અત્યારે હૃદય દ્વાર બંધ છે. જાઓ સખીઓ આ ક્રુરને આપણી સામેથી દુર કરો અને કૃષ્ણના રથને ઘેરી લ્યો.

(ગોપીઓ અક્રુરને દુર દુર લઇ જાય છે. અને રથને ફરતો ઘેરો ઘાલી આસપાસ વિંટળાઇ વળે છે.)

**શ્રીકૃષ્ણ**– રાધે આ તને યોગ્ય નથી. મારાથી એક પળ પણ રોકાવાય તેમ નથી. તું શાન્ત થા અને મને આશીર્વાદ આપ. ગરીબોના આર્તનાદથી મારૂં હૃદય વ્યાકુળ બને છે. પૃથ્વી હવે વધુ

પાપનો ભાર ઝીલી શકે તેમ નથી. હું અહીં એક ક્ષણ પણ રહી શકું તેમ નથી. જે દાવાનળ ચારેકોર સળગી રહ્યો છે. એ આગ બુઝાવવીજ જોઇએ. હું રજા લઉં છું મને ક્ષમા કરજે. હું બરોબર આઠમે દિવસે આવીશ.

(શ્રીકૃષ્ણ રથ પર બેસી રથ ચલાવવા જાય છે. રાધા રથને બે હાથે રોકવા જાય છે અને મૂર્છા ખાઈ બેભાન બને છે. શ્રીકૃષ્ણને કાળના મુખમાં જતાં તેનાથી જોઇ શકાતું નથી. બધી ગોપીઓ પણ એ દુઃખના આઘાતથી બેભાન બને છે. શ્રીકૃષ્ણ રથમાંથી નીચે ઉતરી રાધા અને દરેક ગોપીઓના માથા પર હાથ મુકી દરેકને હૃદયમાં શાન્તિ સ્થપાય, અને હિંમતવાળા બને, એવો આશીર્વાદ આપી ગોપીઓને સંભાળથી દુર સુવડાવી રથ જવાનો માર્ગ વ્યવસ્થિત કરે છે. અને અક્રુરની શોધ કરે છે. અક્રુર એક ઝાડ સાથે બંધાયેલ દેખાય છે. અને ત્યાં રથ લઇ જઇ તેને બંધનમુક્ત કરે છે.)

**શ્રીકૃષ્ણ–** અક્રુર કાકા, તમને બહુ દુઃખ વીત્યું કેમ? ક્ષમા કરજો, એ ભોળી ભામિનીઓને.

**અક્રુર–** પ્રભુ, જે દિવ્ય પ્રેમના સ્વપ્ને પણ દર્શન મારી આખી જીંદગીમાં ન્હોતા થયા તે આજ નજરે નિહાળવા ભાગ્યશાળી બન્યો. હું મને કૃતકૃત્ય માનું છું. ધન્ય હો ગોપીવૃંદને, કે જેણે બાળભાવની પ્રેમલક્ષણા ભક્તિ પ્રાપ્ત કરી જીવન ધન્ય બનાવ્યું છે. પ્રભુ, ગોપીઓ કેવળ નિસ્વાર્થ ભાવથી આપને ભજી રહી છે તેમના દર્શન કરી આજ હું પણ પાવન બન્યો છું. જે પ્રેમ રાજવૈભવમાં મ્હાલતા રાજધારીઓ પણ નથી મેળવી શકતા તે અલૌકિક નિસ્વાર્થ પ્રેમ, આપે આ, નાના, નાના, ગામડાઓમાં, દરેક સ્થળોએ સંપાદન કર્યો છે. ધન્ય હો આપની પ્રેમળતાને કે જેને ત્યાં રાય અને રંક, સુખી અને દુઃખી બધાને શાન્તિ મળે છે. પ્રભુ! મારા હૃદયપૂર્વક પ્રણામ સ્વીકારજો.

**શ્રીકૃષ્ણ–** કાકા, આપતો અમારા પૂજ્ય ગણાઓ. મારા આપને પ્રણામ છે. કાકા હવે અહીં વધારે રોકાવું એ જોખમકારક છે. જો રાધા અને ગોપીઓ જાગૃત થશે તો આપણને અહીંથી નિકળવું ભારે પડશે. માટે ચાલો, આપણે ભાઈ બળદેવને લઈ દુર દુર નિકળી જઇએ.

**અક્રુર**– કૃષ્ણ, મારા પણ પગ અહીંથી ઉપડતા નથી. હું પણ ગોપી જન્મી હોત તો આજ મારૂં જીવન ધન્ય લેખાત. હું આપને કયાં લઇ જાઉં છું, એ વિચારે હું પણ ધ્રુજી ઉઠું છું. મારૂં શરિર કંપે છે. હું પણ ગોપીઓની ગતિને પામું તો કેવું સારૂં. આજનો દિવસ કેવો ભયાનક દિવસ લાગે છે. પ્રભુ હિંમત આપો.

**શ્રીકૃષ્ણ**– કાકા, સંસાર ચક્ર કેવી ગતિએ ચાલે છે, તેમાં જો ઉંડા ઉતરીએ તો કોઇ માર્ગ મળી શકે નહિ. જે કાર્ય સન્મુખ હોય તેના શ્રેયનો વિચાર કરીએ તો જ તેમાં ફળીભૂત થઇ શકાય છે. જે શક્તિએ આખું બ્રમાંડ નભી રહ્યું છે તે શક્તિને પ્રાર્થના કરીએ કે આપણને એવી શક્તિ આપે કે આજ અનેકના દુઃખ કાપવાને શક્તિશાળી બનીએ. આજના પરિવર્તને આપણને નવું શીખવાનું મળશે. જે દેવીઓ મારા સુખમાં પોતાનું સુખ માને છે; જેના દિવ્ય પ્રેમે, બાળભાવે, આત્માની એકયતા મેળવેલ છે, એવી ગોપીઓને આજ બેભાન અવસ્થામાં છોડી જતાં મને શું દુઃખ નહિ થતું હોય! પણ જ્યાં અનેકના દુઃખનો વિચાર કરૂં છું ત્યાં આ દુઃખ સામાન્ય લાગે છે. તેઓ ભાનમાં આવશે, અને એકબીજાના આશ્વાસનની ઓથે શાન્ત બનશે, અને હું થોડા દિવસમાં પાછો આવી, તેમને થયેલ દુઃખ ભૂલાવી દઇશ. પ્રભુ એમનું કલ્યાણ કરે, ચાલો કાકા ચાલો. આ પ્રેમ લક્ષણા ભક્તિનો વિચાર કરવાનો સમય નથી. એ સમય આવશે ત્યારે મારી ગોપીઓના દિવ્ય પ્રેમના દર્શન તમને પણ કરાવીશ. ચાલો અત્યારે મામા કંસની ઇન્દ્રજાળ કેમ કાપવી, પીડાતી પ્રજાને તેમજ મારા માતા પિતા, કે જેઓ ઘણા વર્ષો થયા કારાગ્રહમાં રીબાઇ રીબાઇ દુર્બલ બની ગયા છે, તેમનું દુઃખ કાપવા આજ હૈયું ઉછાળા મારી રહ્યું છે. જે માતાએ વાત્સલ્ય ભાવે મામા કંસથી દુર મોકલી મારૂં રક્ષણ કરેલ છે તે માતાને બંધનમુક્ત કરવા પવનની ગતિએ પહોંચવું જોઇએ. ચાલો કાકા ચાલો, માતાપિતાને મળવા ઉતાવળું બનેલ હૈયું હવે હાથ રહી શકે તેમ નથી. તમે પ્રેમ લક્ષણા ભક્તિની ભાવના મથુરામાં સેવજો. કાકા અત્યારે તો કાર્યની આંટીઘુંટીનો ઉકેલ પાડવા દયો.

(બેભાન બનેલ રાધાને તથા ગોપીઓને નમન કરી, અક્રુરનો હાથ ઝાલી તેને પરાણે રથમાં બેસાડે છે. સામેથી બળદેવજી આવતા જણાય છે. તેને સાથે લે છે.)

**શ્રીકૃષ્ણ**– મોટા ભાઈ શુકન બહુ સારા થાય છે, અમે આપને તેડવાજ આવતા હતા. ત્યાંજ આપ અહીં પધાર્યા એ વિજયસુચક ચિન્હ છે.

(બળદેવજીની દ્રષ્ટિ, રાધા અને ગોપીઓની બેભાન અવસ્થા પર પડે છે.)

**બળદેવજી**– અરે કૃષ્ણ! આ ગોપીઓને અને રાધાને સ્વસ્થ કરી આપણે જઇએ.

**શ્રીકૃષ્ણ**– બંધુ આપની લાગણી હું સમજું છું. પણ જો તેઓ ભાનમાં આવશે, તો આપણને અહીંથી જવા નહિ દે. માટે આજ સમય ઉત્તમ છે. તેઓ જાણે છે કે મામા કંસ આપણો વધ કરાવવા ઇચ્છે છે, અને એજ વિચારે તેઓ બેભાન બનેલ છે. હવે આપણે આપણું હૈયું લોખંડ કરતાં પણ વધારે કઠણ કરી અહીંથી નિકળી જવું જોઇએ. માતાપિતા આપણા આગમનની આતુરતાથી રાહ જોતા હશે. વડિલ, હવે અહીં વધારે વખત રોકાવું યોગ્ય નથી. ચાલો સત્વર જઇએ.

**બળદેવજી**– હા, ભાઈ, તારી વાત ખરી. આજ સમયને માન આપ્યા વગર ચાલે તેમ નથી. જેને ફૂલ સમા કોમળ જાણતો હતો, તે વજ્ર કરતાં પણ વધારે કઠોર બની શકે છે, એ મેં આજે જાણ્યું. ચાલો ભૈયા કર્તવ્યનો પંથ હંમેશા વિકટજ હોય છે, અને તેમાંજ તેની મહત્તા છે. આજ કર્તવ્યની વેદી પર નિર્દોષ હૈયા દુભાય છે. (ગોપીઓ સમક્ષ નિહાળી) પ્રભુ તમારો દિવ્ય પ્રેમ હંમેશા પ્રકાશીત રાખે. તમે પવિત્ર ગંગાજળસમા પવિત્ર બની જગતને તમારી પ્રેમલક્ષણા ભક્તિથી ભીંજવતા રહેજો. ધન્ય હો, તમારા અણમોલ ત્યાગને, તમારી પ્રેમલક્ષણા ભક્તિને, મારા હજારો વાર વંદન. આભમાં શુભ શુકનો દેખાય છે. મોર મધુર વાણીએ કેકારવ કરી વિજય વાંચ્છના સુચવે છે. ગાયો શુભ શુકન દેતી, જમણી દિશાએ ઉતરે છે. અક્રુર બુલંદ અવાજે શ્રીકૃષ્ણનો જય શ્રીબળદેવજીનો જય હો જય હો, જયના પોકારે મંગળમય વાતાવરણ બનાવે છે.

(શ્રીકૃષ્ણ અને બળદેવ વિચાર મગ્ન દેખાય છે.)

**શ્રીકૃષ્ણ–** અક્રુર કાકા, જોયા આ જગતના રંગ, જે સુખમાં છે તેને દુ:ખમાં નાખવા અને જે દુ:ખી છે તેને સુખી બનાવવા, એ મોહ માયામાં જગત પરિભ્રમણ કર્યા જ કરે છે. આપણે પણ એ જગતમાં વિચારનાર માનવીઓ છીએ. આજ હૈયું પાષાણ બનાવી, સુખ જગતને ચરણે ધરીએ છીએ.

**અક્રુર–** કૃષ્ણ, તું ગરીબ નો બેલી છે. નિર્ધન નો ધનરામ આજ તુંજ છે.

(બધા રથમાં બેસે છે. રથ પવન વેગે દોડતો દેખાય છે.)

(રજની અને વિનોદિની આવે છે.)

**રજની–** ખરેખર બ્હેન, તેં મને આજ સાચો માર્ગ દેખાડયો. એ ત્યાગમૂર્તિ શ્રી કૃષ્ણ ના અણુમોલ ત્યાગને મારા હજારો વાર વંદન.

**વિનોદિની–** બ્હેન, મહાપુરૂષો એમના કર્તવ્ય વડેજ પૂજાય છે. જ્યાં ત્યાગધારી, માનવ જાત ના સુખે સુખી થનાર માનવ હોય ત્યાં સુખ, શાંતિ અને કાર્ય સિધ્ધિ વસે છે. ચાલો બ્હેન આજ મારૂં કાર્ય પુરૂં થયું, હવે ઘેર જઇએ.

**રજની–** હા, ચાલ બ્હેન ચાલ મને પણ ઘણું મોડું થયું, તારો ફરી આભાર માનું છું. મારી આંખે આજ તેં દિવ્ય જ્યોતિ પુરી છે. ધન્ય હો તને.



# પરીક્ષીત જન્મ

## પુરૂષ પાત્રો

| | | |
|---|---|---|
| શ્રી કૃષ્ણ | : | વસુદેવ ના પુત્ર |
| યુધિષ્ઠર | : | પાન્ડુ રાજા નો મોટો પુત્ર |
| અર્જુન | : | પાન્ડુ રાજા નો બીજો પુત્ર |
| અભિમન્યુ | : | વીર અર્જુન નો પુત્ર |
| ગુરૂ દ્રોણ | : | કૌરવ પાંડવ નાં ગુરૂ |
| અશ્વત્થામા | : | ગુરૂ દ્રોણ નો પુત્ર |
| ઇન્દ્ર | : | સ્વર્ગ લોક નો રાજા |
| પુરૂરવા | : | મૃત્યુ લોક નો રાજા |
| શકુની, શલ્ય, કૃપાચાર્ય, જયદ્રથ | } | કૌરવો તરફથી લડનાર યોદ્ધાઓ |

પાંચ પાન્ડવોના દ્રૌપદી ના પુત્રો, સીપાઇઓ,
જોશી, ભાટ, ચારણ, વિદૂષક, વિગેરે

## સ્ત્રી પાત્રો

| | | |
|---|---|---|
| ઉત્તરા | : | વીરાટ રાજાની કુંવરી |
| માતા | : | ઉત્તરાની માતા - વિરાટ રાજાની પત્ની |
| કુન્તામા | : | પાન્ડવોની માતા અભિમન્યુ ની દાદી |
| વૃંદા, નર્મદા, યશોદા, ચતુરા | } | ઉત્તરા ની સખીઓ |
| ઉર્વશી, રંભા | } | સ્વર્ગ ની અપ્સરા |

રંભા, વિદૂષક પત્ની, બીજી સ્ત્રી વર્ગો, પ્રેક્ષકો વિગેરે

# પરીક્ષીત જન્મ

## અંક પહેલો

### પ્રવેશ પહેલો

(ઉત્તરાની સખીઓ પૂજનનો થાળ લઈ ઉત્તરાદેવીના શ્રેય માટે દુર્ગાદેવીની પૂજા કરવા જાય છે.)

**યશોદા**– ચતુરા, કોઈ એવી યુક્તિ કરો કે ઉત્તરાનું મન પ્રસન્ન થાય.

**વૃંદા**– સંગ્રામ જ્યારથી શરૂ થયો છે, ત્યારથી ઉત્તરાદેવી બહુજ ચિંતાતુર રહે છે.

**ચતુરા**– અરે! રાત્રે નિદ્રા પણ નથી લેતાં. મને તો એમની બહુ બીક લાગે છે કે શું થશે?

**યશોદા**– એમાં દેવની કૃપા સિવાય બીજો કોઈ ઉપાય નથી. મને લાગે છે કે આપણે બધા સાથે મળી દુર્ગાદેવીને પ્રસન્ન કરીએ.

**ચતુરા**– હા, ચાલો એ રીતે આપણો ઉદ્વેગ પણ શાંત થશે. સખીના આનંદમાં આપણો પણ આનંદ સમાય છે; નહિ તો આપણે પણ દુ:ખીજ ને?

**વૃંદા**– દેવની કૃપા તો જોઈએજ, પણ મને લાગે છે કે આપણે એના આનંદ માટે દર મહિને જે પ્રયોગ ઉત્તરાબા કરતાં હતાં તે ગોઠવ્યો હોય તો?

**યશોદા**– હા, એ રીત સુંદર છે. ઘણા દિવસ થયાં આપણે પણ હાસ્યરસ સાથે રુસણું લીધાં છે એટલે આનંદ આવશે. ચાલો હવે માતાજીને પ્રસન્ન કરીએ અને કુંવરીબાનું શ્રેય ઇચ્છીએ. જુઓ, આ મંદિર તો આવ્યું.

**નર્મદા**– હા ચાલો, પૂજન કરી માતા દુર્ગાની કૃપા મેળવીએ.

(માતાજીનું મંદિર દીપમાળે ઝળઝળાટ પ્રકાશે છે. બારણે લીલાં તોરણુ બાંધેલ છે. માતાજીની મૂર્તિ સોળે કળાએ દેદીપ્યમાન લાગે છે. સખીઓ પૂજન કરી માતાને પ્રસન્ન કરી રહી છે.)

**ચારે સખીઓ–**

**મને મૂર્તિ મધુરી માની લાગતી રે,**
**કુંવરીબાનું સુભાગ્ય આજે માગતી રે — મને**
**પવિત્ર પ્રેમે અર્પણુ કરતી**
**કુંકુમ અક્ષત શિરપર ધરતી**
**સંદેશા કંઈ કહેતી માત જગાડતી રે — મને**
**પુષ્પ પત્રથી માત વધાવું**
**મંદિર દીપમાળે ઉજાળું**
**આરતિ કપૂરે ઉતારૂં માની પ્રેમથી રે — મને**
**શકિત જેવી શકિત દેજો**
**ઉર અભિલાષા પૂરી કરજો**
**મનવાંચ્છિત ફલ દેજો માતા પ્રેમથી રે — મને**

**નર્મદા–** માતા દુર્ગા, કુંવરીબાનું કલ્યાણુ કરજે. એમના પરિતાપ હરજે

**યશોદા–** દેવી, અમારી આશાવેલીના આનંદને સદાય નવપલ્લવિત રાખજે, મા.

**વૃંદા–** માતા દુર્ગા, કોડભરી કામિનીના સર્વસુખનો આધાર તેના પતિના સુખમાં સમાય છે. ? કુંવરીબાના સૌભાગ્યનું રક્ષણુ કરજે, મા.

**ચતુરા–** માતા, કાળરાત્રીના ખંજરને કોઈ ખસેડી શકતું નથી છતાં, જીવનમાં એવો પ્રકાશ મૂકજે કે જે જગતભરને પ્રકાશિત બનાવે જીવનમાં નવું ચેતન પૂરે, જગતભરમાં સુખશાંતિ સ્થાપે. કરુણાદષ્ટિ કરજે, માતા.

(બધાં નમન કરીને જાય છે)

## પ્રવેશ બીજો

(ઉત્તરા શોકગ્રસ્ત બેઠી છે. સખીઓ તેને આનંદ
પમાડવા પ્રયત્ન કરી રહી છે.)

### ગાયન

**સખીઓ–**

**ઉત્તરા કુમારી બાળે, અમથા ઉચાટ શાને?**
**નહિ સખી સંગ ગમે, નહિ રાસરંગે રમે,**
**વૃથા દિલ શાને દમે, કહે તને કેમ ગમે? — ઉત્તરા**
**સુતા વૈરાટની તું, પાંડવકુળ રાજવધૂ**
**ક્ષત્રિયાણી બાળ છે તું, ન ઘટે આ શોક વધુ — ઉત્તરા**
**રણશૂરા રણે ચડે, વિજયના ડંકા પડે**
**મિથ્યા શંકા શાને ધરે, કરને આનંદ ખરે — ઉત્તરા**

**વૃંદા–** ઉત્તરાબા ઊઠો, આપના અંતરના પરિતાપ દૂર કરો અને અમારી સાથે આનંદ કરો.

**નર્મદા–** બા, આપ તો કેટલાય દિવસ થયાં ઉદાસ રહ્યાં કરો છો. આજે તો અમે આપની સખીઓને બોલાવી છે, અને આપને મનગમતો પ્રયોગ રચ્યો છે. આજ તો આપને આનંદમંગલમાં ભાગ લેવોજ પડશે.

**ચતુરા–** જુઓ, ગઇ કાલે હું જોષીને ત્યાં આપના જોષ જોવરાવવા ગઈ હતી. જોષી મહારાજે કહ્યું છે કે પરમાત્મા ઉપર ભરોસો રાખવાથી અને મન આનંદમાં રાખવાથી, આનંદના દિવસો પ્રાપ્ત થાય છે. આપના ગ્રહયોગ જોતાં કહ્યું છે કે કુંવરીબાને સાસરેથી તેડું સત્વર આવવાના સંયોગો છે માટે કુંવરીબાને કહેજો કે મહેલમાં આનંદમંગલ વર્તાવે. પરમાત્મા સહુ સારું કરશે.

**નર્મદા–** જો કે સર્વ રીતે કોઇજ સુખી નથી હોતું, છતાં જે સુખ સમીપ હોય તેનાથી પૂરતો આનંદ લેવો એ મનુષ્યનો ધર્મ છે. માટે, આનંદમંગલ કરો અને સુખી થાઓ.

**ઉત્તરા**– જોષીએ કહ્યું છે કે સાસરેથી સત્વર તેડું આવશે. શું એ વાત તું ખરી માને છે?

**યશોદા**– હાજી, જોષીના જોષ કદી પણ ખોટા ન પડે.

**ઉત્તરા**– અને તેડું ન આવે તો?

**યશોદા**– તો આપ મને જે શિક્ષા કરશો તે માથે ચઢાવીશ. અરે, મારૂં માથું પણ આપવાને તૈયાર છું.

**ઉત્તરા**– યશોદા, તું મારાપર કેટલું વહાલ રાખે છે? ખરેખર તું મને કેટલી વહાલી છે, તે હું કયા શબ્દોમાં અને કેમ બતાવી શકું? લે આ હાર, આજની શુભ વધામણી માટે અને ચાલો, આનંદ કરીએ.

**યશોદા**– હાશ, આજનો દિવસ ધન્ય માનું છું. સખી નર્મદા, જા આપણી બીજી સાહેલીઓને આનંદ ઉજવવા બોલાવી લાવ. સાથે વિદૂષકપત્નીને પણ બોલાવજે, હો.

## પ્રવેશ ત્રીજો

(ઉત્તરાભુવનમાં આનંદમંગલ ઉજવાય છે)

**ચતુરા**– ચાલો પહેલાં એક ગરબો ગાઇએ, પછી સંવાદ શરૂ કરીએ.

### ગરબો

**સખીઓ**–

આભમાં ઉગ્યો પૂનમનો ચંદ્રમા રે
જોયું ત્યાં લાગ્યું ઉત્તરાબાનું મુખ
કે સ્હેજે ભૂલી ગઈ એ ચંદ્રને રે

જ્યોતિ ચમકે ચાંદલિયાની આભમાં રે
ઘરમાં પ્રસરે ઉત્તરાબાના તેજ
કે સ્હેજે ભૂલી ગઈ એ ચંદ્રને રે

**ચંદ્રિકા હસતી હોડે ચંદ્ર સાથમાં રે**
**સખીઓ ઉત્તરાબાની સંગાથ,**
**કે સ્હેજે ભૂલી ગઈ એ ચંદ્રને રે**
**ચંદ્રમા અર્પે અમૃત પૃથ્વી પરે રે**
**ઉત્તરાબાની વાણી એ અમૃત ધાર,**
**કે સ્હેજે ભૂલી ગઈ એ ચંદ્રને રે.**

સ્વર્ગનો દેખાવ

(એક પછી એક દેવતાઓ આવતા જાય છે. અપ્સરાઓ આવે છે. પુરુરવાએ ઉર્વશીને રાક્ષસના હાથમાંથી છોડાવી ત્યારથી ઉર્વશીની સાથે પ્રેમ લાગી ગયો છે. ઉર્વશી પણ પુરુરવાનું રટણ કરે છે અને ઉર્વશીના કહેવાથી તે આજે સ્વર્ગમાં તેનું નૃત્ય જોવા આવે છે. તે એક ખૂણામાં ગુપચુપ સંતાઇને બેસે છે.)

(ઈંદ્રરાજા પધારે છે)

**ચોકિયાત**– દેવતાઓના મહારાજા, ઈંદ્રરાજા પધારે છે. આજુસે બાજુસે નિગાહ રખો મહેરબાન, સ્વર્ગાધિપતિનો જય હો.

(નેકી પોકારતો જાય છે)

**ઇંદ્ર**– (આસન ઉપર બેસે છે. ઉર્વશીને નહિ જોવાથી) કેમ આજ ઉર્વશી નથી આવી?

**મેનકા**– આવતી હશે, મહારાજ.

**ઇંદ્ર**– રંભા, મેનકા, આજ તમે નૃત્ય કરો, ત્યાં ઉર્વશી આવી પહોંચશે

**બંન્ને**– જેવી આજ્ઞા, પ્રભુ. (બન્ને નૃત્ય શરૂ કરે છે)

**ઇંદ્ર**– (નૃત્ય પસંદ ન પડવાથી ગુસ્સામાં) આ નૃત્ય બંધ કરો. કંઈ આનંદ આવતો નથી. પહેરેગીર જાઓ, ઉર્વશી જે હાલતમાં હોય તે હાલતમાં અહીં હાજર કરો.

**પહેરેગીર**– જેવી આજ્ઞા, મહારાજ. (જાય છે.)

**બીજો પહેરેગીર**– મહારાજ, આપને અરજ કરવા મૃત્યુલોકથી કોઈ યુવતિ આવી છે.

ઇંદ્ર– હૈં ! મૃત્યુલોકથી યુવતિ આવી છે? કેવી છે તે, અને અહીં કેમ આવી શકી? (મનમાં: અરે ઉર્વશીને બદલે એ ક્યાંથી ફુટી નીકળી?)

**પહેરેગીર**– મહારાજ, શરીર તો ઐરાવત હાથી જેવું લાગે છે. કુતરીનાં ગલુડિયાં જેવા બાડાં, બોબડાં, લંગડાં ચાર બાલકો આજુબાજુ વીંટળાઈ વળેલાં છે. કેમ આવી શકી તે દેખાઈ શકયું નથી. આપ આજ્ઞા કરો તો અંદર દાખલ કરૂં.

ઇંદ્ર– સ્વર્ગમાં આવેલ માણુસને એમ પાછું કેમ વળાય? ભલે, તેને માન સહિત અંદર લાવો.

(વિદૂષકપત્ની છોકરાઓ સાથે આવે છે. મોટાં મોટાં પગલાંઓ ભરતી કોઈ છોકરાંના હાથ તાણે છે. કોઈને ટપલા મારે છે. કોઈને કેડમાં લીધું છે. એવી રીતે દાખલ થાય છે કે દેવતાઓ બધા હસી પડે છે. આ તમાસામાં થોડીવાર ઉર્વશીને બધા ભૂલી જાય છે.)

ઇંદ્ર– આપ કોણ છો?

**વિદૂષકપત્ની**– હું રંભા, મહારાજા પુરૂરવાના વિદૂષકની પત્ની (રંભા અપ્સરાને પોતાનું નામ બોલાતું સાંભળી ચિંતા થઈ જોવા લાગી કે તેનું પદ લેવા કોણ તૈયાર થયું છે. તેને વિદૂષકપત્નીનું લાવણ્ય જોઈને સંતોષ થાય છે.)

ઇંદ્ર– અહીં કેમ આવવું થયું?

**રંભા**– મહારાજ, મારો વિદૂષક આઠ દિવસ થયાં ગૂમ થયો છે. તેની દરરોજ શોધ કરૂં છું આજે એમ થયું કે નદી પર જાઉં ને જોઉં કે તેણે આપઘાત તો નથી કર્યો ને! ઘરમાં આ છોકરાઓ બહુ રડે છે એટલે એમને સાથે લીધાં. નદી ઉપર તપાસ કરી પછી ફરતી હતી, ત્યાં એક સુંદર રથ જોયો. છોકરાઓ રથ જોઈ કજીઓ કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે આ રથમાં બેસવું છે. એટલે હું રથ પાસે આવી.

રથમાં કોઈ નહોતું. અમે બન્નાં શાંતિથી રથમાં બેઠાં અને ત્યાંજ ઉંઘી ગયા, અહીં કયારે આવ્યાં, કેમ આવ્યાં એ કંઇજ ખબર નથી; પણુ મને લાગે છે કે રથનો માલિક અહીંજ હોવો જોઇએ. મહારાજ, આપ તપાસ કરાવશો તો તે અહીંથીજ મળશે. પણુ જુઓ મહારાજ, હું આપને પ્રણામ કરી અને વિનંતી કરૂં છું જો મારો વિદૂષક અહીં આવ્યો હોય તો તેની શોધ કરાવી મારે સ્વાધીન કરજો. પ્રભુ, એટલી મારી અરજ છે.

**પુરૂરવા**– (મનમાં) અરે. આતો મારી સાથે આવી લાગે છે, અને ઇંદ્રરાજાને કહે છે કે અહીંજ રથનો માલિક છે તેની તપાસ કરાવો. હવે કેમ થશે? આ તો પોગળ અધવચમાં અહીંજ ખૂલ્લું પડી જશે! શું થશે? રદયમાં કંપ થાય છે અને દેવતાઓની પાછળ વધારે બારીકાઈથી છૂપાય છે.

**ઇંદ્ર**– (મનમાં) તમારો ધણી તમને મૂકી ભાગી જાય, એમાં કાંઈ નવાઈ જેવું નથી લાગતું. તમારૂં સ્વરૂપ જ તેની સાક્ષી પુરે છે. (મોટેથી બોલવાનો વિચાર કરે છે ત્યાં દ્વારમાં ઉર્વશી આવતી દેખાય છે. એટલે ઇંદ્રનું ધ્યાન તેની તરફ જાય છે. વિદૂષકપત્નીને અને તેની સાથે આવેલ મનુષ્યની હસ્તીને ભૂલી જાય છે. એ વાત અધૂરી રહે છે એટલે પુરૂરવા છુટકારાનો દમ ખેંચે છે. ઉર્વશીએ આજ ઓર શૃંગાર સજયા છે. તેનું લાવણ્ય હંમેશ કરતાં અદ્વિતીય લાગે છે. ઇંદ્રરાજા તેને જોવામાં મુગ્ધ બને છે.)

**ઉર્વશી**– મહારાજ, પ્રણામ કરૂં છું, ક્ષમા કરજો. શૃંગાર સજતાં આજ વાર થઈ. (મનમાં) (પુરૂરવા સાથે વાતો કરતાં આખી રાત વીતી અને વહેલું તૈયાર ન થવાયું એ કંઈ એને કહેવાય છે?) ક્ષમા કરજો, પ્રભુ, પ્રણામ કરૂં છું

**ઇંદ્ર**– (તે મોડી આવી તેનો રોષ ભૂલી જઇ) અહો! ઉર્વશી, આજ કંઇ અનુપમ શૃંગાર સજ્યા છે ને શું?

**ઉર્વશી**– પ્રભુ, તેમાંજ મને વાર થઇને? હવે આપ રોષ ઉતારો, દેવ?

**ઇંદ્ર**– તારી ઉપર રોષ હોય? તારા વગર તો મારૂં સ્વર્ગ અને સભામંડપ બન્ને સૂનાં લાગે. ચાલો, હવે ચલાવો તમારૂં મનોહર નૃત્ય અને શોભાવો સભામંડપને.

**ઉર્વશી**– જેવી મહારાજની આજ્ઞા. (ઉર્વશી યત્ન શરૂ કરે છે, આસપાસ દષ્ટિ ફેરવે છે. પુરૂરવા પર દષ્ટિ પડે છે. અંતરમાં આનંદ અનુભવે છે, પણ ધ્યાન પુરૂરવામાં જાય છે. એટલે નૃત્ય બરોબર થતું નથી. તાલનો ઠેકો બેતાલ થઈ જાય છે, આમ એક વાર, બે વાર અને ત્રીજી વાર થાય છે, ત્યારે ઇંદ્રરાજાને ક્રોધ ચઢે છે.)

**ઇંદ્ર**– ઉર્વશી, આજ તને શું થયું છે? આજનું નૃત્ય બરોબર નથી.

**ઉર્વશી**– મહારાજ, આ તબલચી બરોબર તાલ નથી દેતો એટલે એમ લાગે છે. બીજો કોઈ સારો તબલચી હોય તો બોલાવો. (પુરૂરવા સામે જોઈ ઇશારત કરે છે કે તું વગાડવા બેસજે.)

**ઇંદ્ર**– અહીં કોણ હાજર છે? (એક સેવક હાજર થાય છે) જાઓ કોઇ સારા તબલચીને બોલાવી લાવો. (સેવક– જેવી આજ્ઞા, કહી જવા જાય છે ત્યાં)

**ઉર્વશી**– મહારાજ, એ જશે અને આવશે ત્યાં ઘણીવાર થશે, અહીંની સભામાં કોઈ જાણકાર હોય તો પૂછાવી જુઓ.

**ઇંદ્ર**– અરે ઓ દેવગણો, અહીં કોઇ તાલનું જ્ઞાન જાણો છો? (કોઈ બોલતું નથી, એટલે પુરૂરવા બહાર પડે છે.)

**પુરૂરવા**– મહારાજ, મને થોડું તાલજ્ઞાન છે, આપ આજ્ઞા આપો તો કાર્ય આગળ ચલાવું.

**ઇંદ્ર**– તમે કોણ છો? સ્વર્ગમાંના દેવગણ નથી લાગતા.

**પુરૂરવા**– મહારાજ, હું પુરૂરવા. આપને અનેક વખત સંગ્રામમાં સહાય કરવા આવેલ, આપ આજ ભૂલી ગયા?

**ઇંદ્ર**– ઓહો? પુરૂરવા, પધારો, પધારો. આપ મારી પાસેના સિંહાસન પર બિરાજો. (ઇંદ્રરાજા સિંહાસન પરથી ઉતરી નીચે લેવા માટે સામે આવે છે.)

**વિદૂષકપત્ની**– મહારાજ, મહારાજ, એમની સાથેજ હું આવી હોઉં એમ લાગે છે.

**ઇંદ્ર**– એમ ? ત્યારે તો આપ પણ અમારાં મહેમાન ગણાઓ. અરે કોઇ હાજર. (સેવક, જી હાજર) એક સુંદર આસન લઈ આવો અને આ વિદૂષકપત્નીને માન સહિત બેસાડો. (સેવક આસન લાવે છે, વિદૂષકપત્ની તેના બાળકો સાથે કોઈ દિવસ બેઠી ન હોય તેમ બેસે છે, છોકરાંઓનાં નાકમાં આવેલ લીંટ અને આંખમાં આવેલ પાણી તેના પર લૂછી નાખે છે. આ જોઇ બધા હસી પડે છે. રાજા પુરૂરવા શરમીંદો બને છે, આવી સુંદર મૂર્તિને લઈ આવવા માટે).

**પુરૂરવા**– મહારાજ, આ નૃત્યસંગીતનો રસ આપણે વ્યર્થ ન જવા દઇએ તો સારૂ, આપ આજ્ઞા આપો તો તાલ દેવા બેસું.

**ઇંદ્ર**– આપનો ઘણોજ આભાર માનીશ. આપનું કાર્ય આગળ ચલાવો. (ઉર્વશી નૃત્ય શરૂ કરે છે. પુરૂરવા તાલ દઈ રહ્યો છે. નૃત્ય અને તાલ બન્ને સરસ ચાલે છે. ત્યાં વિદૂષકપત્ની ટહૂકયાં)

**રંભા**– ઇંદ્ર મહારાજ, આ નાચરંગ તો ઠીક, એ મને નથી ગમતો; મારા વિદૂષકની શોધ કરાવી આપો ને, મહારાજ.

**ઇંદ્ર**– બાઈ, આપ બેસો અને આ નૃત્ય જુઓ. તમે મૃત્યુલોકના માનવી આવો આનંદ કયારે જોશો? માટે શાંતિ રાખો. આ કાર્ય સમાપ્ત થયા પછી તમારા પતિની શોધ કરાવી આપીશ.

**રંભા**– (એ ભૂલી જાય છે કે તેનો પાઠ પુરૂરવાના વિદૂષકપત્નીનો છે. તેમ મોટેથી બોલે છે) મહારાજ, અમારી ઉત્તરાદેવી તો આના કરતાં સરસ નૃત્ય કરે છે. આપ જુઓ તો ખુશ થઈ જાઓ. મારે આ નૃત્ય નથી જોવું, હું તો જાઉં છું. (ઉર્વશી તેની સામે આંખ કાઢે છે ને કાનમાં કહે કે તું અહીં કયાં રંગમાં ભંગ પાડે છે. રંભા શરમાઇ જાય છે.)

**ઇંદ્ર**– બાઈ એમ કોપ ન કરો. શાંતિ રાખો, હું તમને તમારો પતિ શોધી આપીશ. અહીં બેઠેલા દેવોનું પણ સન્માન સાચવવું જોઇએ ને? માટે ઉતાવળ ન કરો. ધીરજ ધરો.

**રંભા**– જેવી દેવની આજ્ઞા. (તેની લંગાર સાથે બેસવા જાય છે. છોકરાઓ બેસતાં બેસતાં પડી જાય છે; તેમને લેવા જતાં તે પણ પડી જાય છે, અને બધા મનમાં હસે છે. થોડા સમય બાદ, ઇંદ્રરાજાથી

શાંતિથી બેસાતું નથી. નૃત્ય બહુજ આકર્ષક રીતે ચાલે છે, તો પણ વિદૂષકપત્નીને પોતાની પાસે બોલાવી, તેના કાનમાં કોઇ સાંભળે નહિ તેમ પૂછે છે.)

**ઇંદ્ર**– (ધીમેથી) આ તો નાટક ચાલે છે, પણ ખરેખર હું તને એમ પૂછું છું કે પુરુરવા જ્યારે સ્વર્ગમાં ગયા, તે વખતે વિદૂષક પત્ની પણ તેની સાથે ભૂલથી સ્વર્ગમાં ગઇ હતી એવું પુરુરવાના નાટકમાં નથી, તો તું અહીં કયાંથી આવી ચડી?

**રંભા**– (કાનમાં) મહારાજ, લેખકને નાટક ઉતાવળથી લખવો પડયો હશે એટલે એ વાત ભૂલમાં રહી ગઇ હશે. નહિ તો પુરરવાએ વિદૂષકને ઉર્વશીની શોધમાં મોકલેલ છે એ વાત જગજાહેર હતી. એટલે વિદૂષકની પત્ની તેની શોધ માટે જવીજ જોઇએ ને? એનું બાકી રહેલું અનુસંધાન આજ પૂરું થાય છે, એમ સમજી લ્યો ને!

**ઇંદ્ર**– (ધીમેથી) ખરી વાત, ખરી વાત, (નૃત્ય તરફ દષ્ટિ જાય છે. નૃત્ય એટલું બધું સુંદર છે કે એનાથી તાળી પાડી દેવાય છે. વિદૂષક પત્ની તથા તેના છોકરાંઓ તાળીઓ પાડે છે. દેવતાઓ બધા 'ઘણું સરસ, ઘણું સરસ' કહી આનંદના ઉદ્‌ગારો કાઢવા લાગ્યા અને એ ઉદ્‌ગારો અને તાળીઓના ગડગડાટ વચ્ચે નૃત્ય પૂરૂં થાય છે. તાલ અને નૃત્યથી ઇંદ્રરાજ પ્રસન્ન થાય છે.) ઉર્વશી, તારા નૃત્યથી આજ અત્યંત પ્રસન્ન થયો છું, માંગ, માંગ. આજ તો જે માંગીશ તે આપવાને તૈયાર છું. પુરુરવા સામે જોઇ તેને વર માંગવા કહે છે.

**ઉર્વશી**– મહારાજ, આપ પ્રસન્ન થયા હો તો મને પુરુરવા વર આપો. (ઇંદ્ર એકદમ કોપાયમાન થાય છે, ત્યાં તો આખું સ્વર્ગ ખળભળી ઉઠે છે. દેવતાઓ ધ્રુજવા લાગે છે, વિદૂષકપત્ની અને તેનાં બાળકો બીકમાં બેભાન થઇ જાય છે. ચારે બાજુ ભય વર્તાઈ રહે છે.)

**ઇંદ્ર**– જા પાપિણી, મૃત્યુલોકમાં પડ. દેવતા થઈ તને મૃત્યુલોકના માનવીનો મોહ થયો? ઇંદ્રને મૂકીને દુર્બળ મૃત્યુલોકના માનવીને પરણવાનું મન થયું? જા તું હવે સ્વર્ગને લાયક નથી. મૃત્યુલોક તારે માટે યોગ્ય છે. (ઉર્વશી નીચે પડી જાય છે.)

**પુરૂરવા**– દેવ, શાંત થાઓ. આપનો ક્રોધ સમાવો, જુઓ, આખું સ્વર્ગલોક ડોલી રહ્યું છે, દેવતાઓ ધ્રુજી રહ્યા છે, પવન થંભી ગયો છે,

હાહાકાર વર્તી રહ્યો છે. પ્રભુ, શાંત થાઓ. મારા ઉપર કૃપા કરો. આપે મને પણ વરદાન આપવા કહ્યું છે, તો તે વરદાનમાં ઉર્વશીને મારી પટ્ટરાણી બનાવો. (ઇંદ્ર ધીમે ધીમે શાંત પડે છે.)

**ઇંદ્ર**– અસ્તુ! તેમ થાઓ, (ઉર્વશીને ઊઠાડે છે, તેને સ્વસ્થ થવા કહે છે. ત્યારબાદ તેનો હાથ પુરૂરવાના હાથમાં સોંપી તેની મુખ્ય પટ્ટરાણી બનાવે છે. આ જોઈ દેવતાઓ આનંદમાં આવી જાય છે. પુષ્પોની વૃષ્ટિ કરે છે. મેનકા અને રંભાનું મુખ, ઉર્વશી જવાથી તેમનું માન વધશે એ વિચારે હર્ષિત દેખાય છે. બન્નેને હાર પહેરાવે છે. ઘણાં વર્ષો સુધી મૃત્યુલોકમાં રહેવા આશીર્વાદ આપે છે.)

**ઉર્વશી**– મહારાજ, આપનો શાપ માથે ચઢાવું છું, પણ આપ મારો અપરાધ ક્ષમા કરો. મારા ઉપર કૃપા કરી કહો કે હું સ્વર્ગમાં પાછી ક્યારે આવું? (ઇંદ્રને તેની દીનવાણીથી દયા આવે છે.)

**ઇંદ્ર**– આ મારાં બે વહાલાં ઘેટાં તને મારી યાદ માટે આપું છું. તેનું જીવની જેમ પાલન કરજે. એ જ્યારે ચોરાઈ જાય ત્યારે જાણજે કે શાપની અવધિ પૂરી થઈ.

**ઉર્વશી**– પ્રભુ! આપનો આભાર માનું છું, કે મને પૃથ્વી પર જવાની રજા આપવા કૃપાવંત થયા.

**પુરૂરવા**– પ્રભુ સદાય કૃપાદૃષ્ટિ રાખજો અને અમારો પ્રેમ અખંડ રહે એ માગું છું.

**ઇંદ્ર**– હા. (નિઃશ્વાસ મૂકે છે.) પુરૂરવા તમે તો મારૂં સર્વ સુખ લૂટી લીધું. મારો સ્વર્ગનો આનંદ અને શોભા એ બન્ને હરી લીધાં; પણ કાંઈ નહિ. તમે મને ઘણી વાર સંગ્રામમાં સહાય કરી છે. અનેક વખત મારૂં કાર્ય કરેલ છે, તો આ વખતે મારે પણ તમને ખુશી કરવા જોઈએ. તમે બંને ખૂબ સુખ ભોગવો એવો મારો આશીર્વાદ છે. (વિદૂષકપત્ની અને તેના છોકરાંઓ ધીમે ધીમે શુદ્ધિમાં આવતા જાય છે. રંભા બેઠી થઈ છે. છોકરાંઓએ રડારોળ માંડી છે. કોઈ ખાવાનું માગે છે, કોઈ પાણી માગે છે, કોઈ દૂધ માંગે છે, કોઈ રોટલો માગે છે, તેઓ મોટેથી બૂમ પાડવા લાગ્યાં છે. આ જોઈ,)

**ઇંદ્ર**– જાઓ બાઈ, તમને તમારો ધણી મળશે. આ બધા બાળકોને શાંત પાડો. (પહેરેગીરને બોલાવે છે.) જાઓ, આ બાઈને સંભાળપૂર્વક મૃત્યુલોકમાં પહોંચાડી આવો.

**પહેરેગીર**– જેવી આજ્ઞા મહારાજ, (રંભા અને તેનાં છોકરાંઓ ધીમી ગતિએ જાય છે.)

**ઇંદ્ર**– મહારાજા પુરૂરવા, આપને મારૂં દિવ્ય વિમાન મૃત્યુલોકમાં લઈ જશે. પહેરેગીર, વિમાન જલદી બોલાવો.

(તરત વિમાન હાજર થાય છે. પુરૂરવા અને ઉર્વશી તેમાં બેસે છે.)

**રંભા**– (દોડતી દોડતી આવે છે. સાથે તેનાં છોકરાંઓની ગતિ વધે છે.) મહારાજ, મહારાજ, અમને અહીં એકલાં મૂકી ન જાઓ. હું આપની સાથે જ આવેલી છું. મને જાનરાણી તરીકે અને બાળકોને જાનૈયા તરીકે આપ સાથે જ રાખો (પુરૂરવા તેને સાથે જ લઈ જાય છે.) મહારાજ, મહારાજ, વિમાન નીચે ઉતારો, જુઓ પેલો વિદૂષક આવતો હોય એમ લાગે છે. કેટલો થાકેલો લાગે છે. આપે જ તેને ઉર્વશીની શોધમાં મોકલેલો. મહારાજ, તેને સાથે લઈ લ્યો તો સારૂં.

**પુરૂરવા**– રંભા ધન્ય છે, તારા પ્રેમને અને તારી પતિભક્તિને. મહારાજ નીચે દૃષ્ટિ કરે છે તો એમનું ઉદ્યાન દેખાય છે, વિમાનને નીચે ઉતારવા કહે છે. (વિમાન નીચે ઉતરે છે અને વિદૂષકને સાથે આવવા કહે છે. વિદૂષકને આશ્ચર્ય થાય છે. ક્યાં મહારાજ, ક્યાં ઉર્વશી અને ક્યાં તેની ગાંડી રંભા અને ઘેલા બાળકો. તે થોડીવાર મુંગો બની જાય છે અને અંતરમાં મહારાજાના શાંત સ્વભાવને ધન્યવાદ આપે છે.)

## ટેબ્લો.

પ્રેક્ષકવર્ગના તાળીઓના ગડગડાટ અને આનંદના પોકારો વચ્ચે પ્રયોગ સમાપ્ત થાય છે.

બધા આનંદ કરતાં કરતાં ઘેર જાય છે. ઉત્તરાને પણ આજના કાર્યક્રમથી અંતરની ચિંતા અને દુઃખ વિસારે પડે છે. તે આનંદમાં આવી જાય છે. યશોદા, ચતુરા, વૃંદા, અને નર્મદાને સંતોષ થાય છે. ત્રણે દિવસે આનંદી વાતાવરણથી સર્વત્ર આનંદ પ્રસરી રહે છે.

**સખીઓ**– બા, હવે અમે જઈએ.

**ઉત્તરા**– સખીઓ તમે ખૂબ આનંદ કરાવ્યો, તમારો આભાર માનું છું. તમે સુખેથી સીધાવો.

# અંક બીજો

## પ્રવેશ પ્હેલો

**નર્મદા**– કુંવરીબા, હવે આપ આરામ કરો. લ્યો હું, પંખો ઢોળું. ઉત્તરા આરામ લે છે. નર્મદા નિંદરડીને ધીમે સૂરે નોતરી રહી છે.

**નર્મદા– નિંદરડી તું વહેલી વહેલી આવ,**
**બહેનના હૈયામાં શાંતિ પૂરજે રે — હો બહેન.**
**વહેલી વહેલી બહેનને પોઢાડ,**
**બહેનની આંખે અમિ તેજ ઝરે રે — હો બહેન.**
**વહાલી લાગી હું તુંને પાય**
**સખીની દિલદાઝ ઉરમાં ધારજે હો બહેન**
**નિંદરડી તુ વહેલી.**

( ઉત્તરાની આંખ જરા મિંચાય છે ત્યાં સ્વપ્ન આવે છે. અડધી જાગતી, અડધી ઉંઘતી, 'પકડો, પકડો, પકડો, એ ભયાનક મૂર્તિને પકડો,' રાજમહેલમાં આ ભયસૂચક અવાજથી બધા ભયભીત બને છે. )

**નર્મદા**– અરે! અહિં તો કોઇ નથી, સ્વપ્ન આવ્યું હશે. કુંવરીબા! જાગો, જાગો, સ્વસ્થ થાઓ. લ્યો, આ થોડું પાણી પીઓ અને સ્વસ્થ બનો ( ઉત્તરા પાણી પીએ છે ને જરા સ્વસ્થ બને છે. )

**ઉત્તરા**– ( આંખ ચોળતી ) ખરેખર, શું એ સ્વપ્ન હતું ? હે પ્રભુ, એ સ્વપ્ન, સ્વપ્નરૂપેજ રહેવા દેજે.

**યશોદા**– કેમ બહેન, એવું તે શું સ્વપ્ન આવ્યું કે અમને બધાંને આમ ગભરાવી નાંખ્યાં.

**ઉત્તરા**– હા, એ ભયાનક સ્વપ્ન, વિચાર કરતાં હ્રદય કંપી ઊઠે છે. જો સાંભળ.

**મુંઝવે રે આજ અવનવાં એ સોણલાં**
**મૂંઝવતી દર્દભરી ભાવના**
**— રે કેવાં અવનવાં એ સોણલાં.**

સાસરવાસથી તેડું આવ્યું રૂમઝુમતા રથ સાથે
હું જાતી મદમાતી ઉર આનંદે છલકાતી
ભરતી કંઈ પ્રેમભરી ભાવના
— રે કેવાં અવનવાં એ સોણલાં.

ઉંચા આભ સમા આવાશે પ્રકાશ ત્યાં બહુ ભાસે
મન મોહ્યું, દિલ ખોયું, કંઇ જાદુ અજબ ત્યાં જોયું
જોઇ મેં દેવસમી મૂર્તિ ત્યાં
— રે કેવાં અવનવાં એ સોણલાં.

દેવનાં દર્શન કરવા આગળ વધતી'તી હું જેવી
કોઇ આવે, કોઇ પકડે એ દેવની મૂર્તિ ઝુંટવે
ભૂલી હું સાનભાન સર્વ ત્યાં
— રે કેવાં અવનવાં એ સોણલાં.

મુંઝવે રે આજ અવનવાં એ સોણલાં.

(ઉત્તરા મૂર્છિત થાય છે. યશોદા પાણી છાંટે છે. તેને શાન્ત્વન આપે છે. શાંત કરે છે. ત્યાં એક સખી હાથમાં પત્ર લઈ દાખલ થાય છે.)

**વૃંદા**– બા, એક સુંદર સાંઢણી અને સવાર બહાર આવેલ છે, અને આ પત્ર આપને આપવા કહ્યું છે (ઉત્તરા કાગળ લઇ વાંચે છે. તેના હાવભાવ ઉપરથી નર્મદા સમય સમજી જાય છે, અને બીજી સખીઓને આસ્તેથી કાનમાં કાંઇક કહે છે. સખીઓ એક પછી એક સોંપેલા કાર્યની તૈયારી કરવા જાય છે.)

**ઉત્તરા**– લે જો! આ સ્વપ્નનું દશ્ય ખરૂં પડતું હોય એમ લાગે છે. પ્રભુ! માતાજીની આજ્ઞા પાળવાનું સામર્થ્ય દેજે. ક્ષત્રિયાણીઓ ભયને વખતે હિંમતવાન બને છે; હતાશ નથી બનતી. આ પત્ર વાંચી ત્વરિત વેગે રણસંગ્રામમાં પહોંચવું અને પતિને રોકવા એમ કુન્તામાતાની આજ્ઞા છે. લગ્ન થયાં છતાં જેને નજરે નિહાળવાની તક મળી નથી, જેની સાથે પ્રેમગોષ્ટી કે વાર્તાવિનોદ થયો નથી, તેને ક્યા પ્રેમપાશથી રોકી શકાશે. હે દુર્ગામા, તારી બધી શક્તિ મારામાં મૂકજે અને જે કાર્ય માટે આજ્ઞા થઇ છે તે પાર પાડજે.

**નર્મદા**– બા, શું સાસરેથી સત્વર આણું આવ્યું છે? મુખકમળ કોઈ વીરત્વના કાર્ય માટે તત્પર થયું હોય એવું લાગે છે.

**ઉત્તરા**– જાઓ સખીઓ, મારા સોળે શણગાર, સંગ્રામનો સાજ, અમરકૂપનો શીશો તથા બીજી જોઈતી સામગ્રીની તૈયારી કરો. હું માતુશ્રીને પગે લાગીને આવું છું.

**યશોદા**– બા, બધી સામગ્રી તૈયાર રખાવી છે. મહારાણીસાહેબને આ સમાચાર કહેડાવ્યા છે. કદાચ તેઓ અત્રે પધારતાં હશે. લ્યો, હું ખબર કાઢી આવું. અરે! એજ પધારતાં દેખાય છે ને શું?

(મહારાણી પધારે છે.)

**ઉત્તરા**– માતુશ્રી, પગે લાગું છું.

**માતા**– સુખી થા બેટા, કેમ મને અહીં બોલાવી?

**ઉત્તરા**– આ કુન્તામાનો કાગળ વાંચો.

**માતા**– (કાગળ વાંચીને) બેટા ઉત્તરા, જો સમય બહુ થોડો છે એટલે હું તને રોકી શકતી નથી. તારા દાદીસાસુ કેટલા પ્રેમાળ છે. તેઓ ક્ષત્રિયાણીની રીત બરાબર સમજે છે. એમના કાગળનો ગૂઢાર્થ તું કદાચ જુદી રીતે કરતી હોઇશ; હું તે જુદી રીતે કરૂં છું. માતા કુન્તાની આજ્ઞા તારે બરાબર પાળવી જોઇએ અને એમની ઇચ્છા પરમાત્મા પાર પાડે તેમ હું ઇચ્છું છું.

**ઉત્તરા**– માતા જેને કોઇ દિવસ આંખ વડે જોયા નથી તેમની સાથે બોલવા માટે જીભ કેમ ઉપડશે?

**માતા**– બેટા, સમય જેવું બલવાન આ દુનિયામાં કોઇ નથી. સમય આવે બળ અને બુદ્ધિ બન્ને આપોઆપ મળી રહેશે. અને તું તો શુધ્ધ ક્ષત્રિયાણીની તનયા છે ને? મોરનાં ઈંડાંમાં ચિત્રામણ પૂરવાનું હોતું નથી. સિંહનાં બચ્ચાંને વનનો ભય કેમ હોઇ શકે? ક્ષત્રિયાણીઓ વિકટમાં વિકટ સમયે પણ પોતાનો માર્ગ સરળ કરી શકે છે. તું તો વિજય મેળવીને જ આવીશ, બેટા! તારા કાર્યમાં તું શંકા ન લાવ.

**ઉત્તરા**– શું હું તેમને રોકી શકીશ? રણશૂરા રોકયા સાંભળ્યા છે?

**માતા**– જો અભિમન્યુને રણસંગ્રામમાં ન મોકલવો હોત તો તેને પહેલેથીજ સાસરે લઇ ગયા હોત. તારા સસરાને શંકા થઇ કે આ લડાઇની તૈયારી ચાલી રહી છે. વીર અભિમન્યુ, બળવાન અને લડાઇ જીતવામાં એટલો શૂરવીર છે કે એ એકલોજ આખા દુર્યોધનના લશ્કરને જીતી શકે. એવો વીર જો સ્ત્રીના મોહમાં પડી જાય તો તેને બહાર લાવવો મુશ્કેલ પડે. અભિમન્યુ તારા મોહમાં ન પડી જાય એ વિચારે લડાઇ પૂરી ન થાય ત્યાં સુધી તારું મુખ જોવા તે ન પામે એવું વચન તારા સસરાએ લીધું હતું એટલે અમે પણ કાંઇ બોલી શકીએ તેમ નહોતાં.

**વૃંદા**– જોયું બહેન? સાસરેથી આણું શા માટે નહોતું આવતું તેનું કારણ માતુશ્રીના મુખેથી સાંભળ્યું ત્યારેજ જાણ્યું. ક્ષત્રીઓના જીવન ત્યાગ માટેજ સરજાએલ હોય છે.

**માતા**– સ્ત્રીઓનાં જીવન તો કર્તવ્યપાલન માટેજ ઘડાયાં છે. બેટા! જો તારા નસીબમાં સુખ માંડયું છે તો તેને કોણ ઝુંટવી શકે તેમ છે. આજ તારા સસરા અને વડીલો લડાઇની બીજી દિશાએ ઘૂમી રહ્યા છે, અને દુર્યોધને અભિમન્યુને લડાઈમાં ઉતારવા માટે આ પ્રપંચરૂપી ચક્રાવો ગોઠવ્યો છે. એ ચક્રાવો અભિમન્યુ જાણે છે, પણ તે પૂરેપૂરો નથી જાણતો તેથી કુન્તામાને પુત્રવધૂ યાદ આવી. પ્રેમાળ માતાનું પ્રેમ-ભર્યું હૈયું હું જોઇ શકું છું. માતા કુન્તાનું પુત્રવધૂ પરનું વહાલ આજ તને નોતરી રહ્યું છે. બેટા, હિંમત રાખજે. રણના ભયંકર અવાજોથી ગભરાતી નહિ. વીર અભિમન્યુને તારો સાથ આપી તેને વિજેતા બનાવજે. ક્ષત્રિયાણીઓ પોતાને દુઃખી માનતી જ નથી. તને આવતા નબળા વિચારો દુર ફેંકી દેજે. તારા સુખનો અને આનંદનોજ વિચાર કરજે. વીરાંગનાનું વીરત્વ બતાવજે. ક્ષત્રિયાણીઓનું લોહી દીપાવજે.

**યશોદા**– હા બા, વિપત્‌માં જે ધૈર્ય નથી ખોતું તે જ મહાન થઈ શકે છે. કુંવરીબા, હિંમતવાળાં બનો.

**ઉત્તરા**– માતા, આપની શિખામણ માથે ચડાવું છું. મને આશીર્વાદ આપો કે હું મારૂં કાર્ય નિર્વિઘ્ને પાર પાડી શકું.

**માતા**– બેટા! તારા લલાટે હું દિવ્ય તેજ જોઈ શકું છું, એ શુભ શુકનની નિશાની છે. પ્રભુ તારો બેલી બને. દુર્ગામા તારી સાથે રહે. માતા કુન્તાના આશીર્વાદ ફળે.

**ચતુરા**– તથાસ્તુ! માતા, આપનો આશીર્વાદ કુંવરીબાને ફળો.

**માતા**– યશોદા, વૃંદા, નર્મદા, ચતુરા, બહેનો જાઓ, ઉત્તરા કુંવરીની સાથે જઈ તેને વીર અભિમન્યુની છાવણીએ પહોંચાડી આવો.

**નર્મદા**– જેવી મહારાણીની આજ્ઞા. (બધા જાય છે).

**ઉત્તરા**– માતા, આપના આશીર્વાદ માથે ચઢાવું છું. હે દુર્ગા માતા, મારી સાથે રહેજે.

## પ્રવેશ બીજો

(અભિમન્યુનો રણવાસ)

**અભિમન્યુ**– હું વીર અર્જુનનો પુત્ર, આજે મારૂં વીરત્વજ દેખાડીશ. કૌરવોને આમ ચપટીમાં ચોળી નાંખીશ. જે તક માટે રાતદિવસ ચિંતન કરતો હતો તે દિવસ આજે અનાયાસે આવી પહોંચ્યો છે. કોઇ વડીલ હાજર નથી અને લડાઇનું મહાન વિકટ કાર્ય મારે શિર આવ્યું છે. પણ ફીકરનું કંઇ કારણ નથી. ૭ કોઠાનો અભ્યાસ પેટમાં બેઠા કર્યો છે. સાતમા કોઠાની વિગતથી અજાણ છું પણ તે પરમાત્મા પાર પાડશે તેની ચિંતા વીરને ન હોય.

**પહેરેગીર**– યુવરાજ સાહેબ, કોઇ દિવ્યાંગી બાળા આપની મુલાકાતે પધાર્યાં છે.

**અભિમન્યુ**– બાળા! દિવ્યાંગી બાળા! અને મારી મુલાકાતે? એમનો શું ઉદ્દેશ છે?

**પહેરેગીર**– આપની સાથે અગત્યનું કામ છે એમ કહેવડાવ્યું છે.

**અભિમન્યુ**– જા, આવવા દે, (મનમાં) જરૂર આમાં દેવતાઓનો હાથ હોય એમ લાગે છે. મને રણસંગ્રામમાં જતો અટકાવવા આ પ્રપંચ રચાયો છે એમાં શંકા નથી. પણ હું કયાં વિશ્વામિત્ર છું કે અપ્સરામાં લોભાઉં. મન, સાવધ રહેજે.

(ઉત્તરા પ્રવેશ કરે છે.)

**અભિમન્યુ**– પધારો દેવકન્યા, શું આપને ઇંદ્ર રાજાએ મોકલ્યાં છે? મને રોકવા માટે? પણ ધ્યાન રાખજો કે હું વિશ્વામિત્ર નથી કે આપના રૂપમાં મુગ્ધ બનું.

**ઉત્તરા**– પ્રભુ, હું ઉત્તરા, આપની અર્ધાંગના. આપ લડાઇમાં પધારવાના છો એ શુભ સમાચારે આપનાં દર્શને આવી છું અને આપ આજ્ઞા આપશો તો રણસંગ્રામમાં આપની સાથે રહીશ અને શત્રુઓના ઘા આડા ઝીલી આપનું રક્ષણ કરીશ. વીરાંગનાનું વીરત્વ દેખાડીશ.

**અભિમન્યુ**– કોણ ઉત્તરા દેવી મારી અર્ધાંગના? દેવી, રણમાં જવાને એક પ્રહર બાકી છે. આપ અહીં શા માટે પધાર્યાં?

**ઉત્તરા**– આપની સાથે સંગ્રામમાં આવવા.

**અભિમન્યુ**– સ્વર્ગના દેવો જેનાં દર્શન કરવાને આતુર બને, હજારો સૂર્ય જેનાં તેજ સામે ઝાંખા પડે એવું આ તમારું રૂપ, આ લાવણ્ય, આ કોમળ શરીર શું રણસંગ્રામમાં ક્રૂર ઘા સહન કરશે? એવું ના બોલો, દેવી! હૃદય ધ્રુજી ઉઠે છે, આજે આ મુખદર્શન પહેલુંજ થાય છે એ ઠીક છે, નહિતો આ મોહજાળમાંથી છૂટી ન શકાત.

**ઉત્તરા**– દેવ, મને નિરાશ નહિ કરો. ક્ષત્રિયાણીઓ ઉપરથી કોમળ પણ તેમનાં હૃદય લોખંડ કરતાં પણ વધારે કઠણ હોય છે. આપ ડરશો મા. હું શત્રુઓને બરોબર હંફાવીશ.

**અભિમન્યુ**– શત્રુઓ સમક્ષ મને હલકો પાડવો છે, દેવી? શત્રુઓને બોલવાનું મળશે કે આજ વડીલોનો સાથ ન મળ્યો એટલે સ્ત્રીને સાથે રાખી છે. અને લડાઇમાં હારૂં તો અપયશના ભાગી આપ બનો. આપને લાંછન લાગે એવું નહિ કરૂં. દેવી, આપ તો મહેલમાંજ શોભો.

**ઉત્તરા**– પ્રભુ, એવું બોલી અંતર ના બાળો. રણસંગ્રામમાં આપને શૌર્ય આપીશ. શત્રુઓના તલવારના ઘા આડા ઝીલી આપનું રક્ષણ કરીશ. શત્રુઓને વીણી વીણીને મારીશ.

**અભિમન્યુ**– દેવી વીરનું વીરત્વ ચુકાવો છો? આજે નિશ્ચય કર્યો છે કે એકલે હાથેજ લડવું. આશીર્વાદ આપો કે વિજયી બની વહેલો આવું. આપની સાથે વાતમાં સમયનું ભાન નથી રહેતું. હવે તો રાત્રી બે ઘડીજ બાકી છે. મને જલદી રજા આપો અને આપ સિધાવો.

**ઉત્તરા**– પ્રભુ, મારૂં માથું કાપી મને મુક્તિ આપી આપ જરૂર જઇ શકો છો પણ હવે આપનાં દર્શન કર્યા પછી પાછા જવું એ મોત કરતાં પણ વધારે ભયંકર શિક્ષા છે.

**અભિમન્યુ–** દેવી, અત્યારે મારા ચિત્તને વ્યગ્ર ન કરો. મને શાંતિ આપો. કોઇ વડીલ હાજર નથી અને મારા મસ્તકે વિજયમાળ પડતી જોવા મન આતુર છે. એ અવસ્થામાં ચિત્તને અશાંત ન કરો, એ પ્રાર્થના છે. મને મુક્ત કરો દેવી, અને આપ સુખે સિધાવો. જાઓ હમણાંજ રણહાક પડશે. રણભેરી વાગશે તે વખતે આપને જવું ભારે પડશે માટે આપ સત્વર દૂર નીકળી જાઓ. જો હું જીવતો રહીશ તો પહેલાં આપનાં દર્શને આવીશ.

**ઉત્તરા–** પ્રભુ, બે ઘડી રાત બાકી છે, કુન્તા માની આજ્ઞા છે કે આપનુ પૂજન કરી, આપને વિદાય આપવી. માતાની આજ્ઞાનું પાલન કરવું એ પુત્રનો ધર્મ છે. આપ મારૂં પૂજન સ્વીકારો, દેવ!

**અભિમન્યુ–** માતાજીની આજ્ઞાનું ઉલ્લંઘન કેમ થાય? ભલે ચાલો. (અંદર જાય છે.)

(થોડા સમય બાદ)

**અભિમન્યુ–** ઉત્તરા, તારા પ્રેમભર્યા આગમનથી મારૂં અંતર પ્રફુલ્લિત થયું છે. નયનો તારી માધુરી જોવા ઘડીઘડી તલપે છે. આવ, તને નયનો ભરીભરીને નિહાળી લઉં. આ રૂપ દેવતાઓને પણ દુર્લભ છે. નયનોમાં અજબ જાદુ છે. વાણીમાં સાક્ષાત્ સરસ્વતી બિરાજે છે. ભાલમાં શશિકલા ચમકી રહી છે. તારાથી દૂર થવું મહાન વિકટ કાર્ય છે. દેવી, છતાં કર્તવ્ય એજ જેના જીવનનું ધ્યેય છે, એવો હું આજ તારાથી દૂર જતાં મને દુઃખ નથી થતું. ઇશ્વિર ઇચ્છિા હશે તો ફરી મળીશું નહિ તો આ છેલ્લું મિલન છે. દેવી, ક્ષમા કરજો, તમને નિરાશ કરવા માટે. (રણભેરી વાગે છે.) જુઓ જુઓ, દેવી રણભેરીઓ વાગી. રણહાક પડી. મને સત્વર રજા આપો.

**ઉત્તરા–** વહાલાને વિદાય આપવી એ વીર નારીનું ભૂષણ છે, વીરનું વીરત્વ સંગ્રામમાંજ શોભે. પ્રભુ પધારો, રણસંગ્રામ આજ પુનિત પગલાંથી પાવન થશે. દશે દિશાઓ આપનાં દર્શનથી ભાગ્યશાળી બનશે. સર્વ દેવો આપનું રક્ષણ કરો અને માતા કુન્તાના આશીર્વાદ ફળો. પ્રભુ, સુખે સિધાવો અને વિજેતા બની વહેલા પધારો. ક્ષત્રિયાણીઓ રણસંગ્રામને પોતાનું સ્વર્ગ માને છે. આપ મારી છેલ્લી વિનંતી સ્વીકારો, દેવ. રણસંગ્રામમાં મને સાથે રાખો.

ઉત્તરા–

મને સાથે સંગ્રામે લઇ ચાલો રે — બાળારાજા રે.
નાથ નમેરા આમ નહિ થાઓ રે — બાળારાજા રે.
ક્ષત્રિયાણી નહિ લોહીને લજાવું રે — બાળારાજા રે.
વિપત્ત વેળાએ દૂર નહિ થાઉં રે — બાળારાજા રે.
ઘા, શત્રુઓને વીણી વીણી મારૂં રે — બાળારાજા રે.
વીરાંગનાના નામને દીપાવું રે — બાળારાજા રે.

અભિમન્યુ–

કોમળ વેણે ન કાળજાં વીંધો — વીરાંગના બાળા રે.
હામ હૈયામાં રાખી રહેજો — વીરાંગના બાળા રે.
હમણા શત્રુસંહારી પાછો આવું — વીરાંગના બાળા રે.
ઘોર નાદે સંગ્રામને ગજાવું રે — વીરાંગના બાળા રે.
મને વિજયી બનવાના કોડ — વીરાંગના બાળા રે.
પાંડવસેના બનાવું અજોડ — વીરાંગના બાળા રે.
લખ્યું હશે તો ભેગા થાશું — વીરાંગના બાળા રે.
નહિ તો સ્વર્ગમાં સાથે જાશું — વીરાંગના બાળા રે.

ઉત્તરા–

લખ્યું હશે તો ભેગા થાશું રે — બાળારાજા રે.
નહિ તો સ્વર્ગમાં સાથે જાશું રે — બાળારાજા રે.

સખીઓ, વિજયમાળ અને કુંકુમઅક્ષતનો થાળ લાવો.

(ઉત્તરા પૂજન કરે છે. સખીઓ વિજયભરી વિદાય થાય છે.)

સખીઓ– સુભગ શુકનો જોઈ સંચરો મહારાજ
સંગ્રામ જીતી વહેલા પધારજો મહારાજ
કેશરભીના કુમળીવય કુમાર,
કેશરભીના કુમળીવય કુમાર.
સંગ્રામ જીતી વહેલા પધારજો મહારાજ

નાના છો પણ સીંહણ કેરા બાળ
ત્રાડ પડે ને શત્રુ થરથરે મહારાજ
કેશરભીના કુમળીવય કુમાર
સંગ્રામ જીતી વહેલા પધારજો મહારાજ

કુન્તા માતાના આશિષ શિર ઊતરે
માતા સુભદ્રાના હૈયાં હેત રક્ષે
રક્ષે ચારે દિશાઓના દેવ
સંગ્રામ જીતી વહેલા પધારજો મહારાજ

કેશરભીના કુમળીવય કુમાર
કેશરભીના કુમળીવય કુમાર
સંગ્રામ જીતી વહેલા પધારજો મહારાજ.

( છેલ્લી રણભેરી વાગે છે. )

**અભિમન્યુ–** ઉત્તરા, છેલ્લી રણભેરી વાગી; મને સત્વર રજા આપ, દેવી.

**ઉત્તરા–** ભલે નાથ, મારો એકપણ ઉપાય નથી, આપ સિધાવો.

( તેનાથી વિશેષ બોલાતું નથી. બેભાન થઈ પડી જાય છે )

**અભિમન્યુ–** ઉત્તરા ઉત્તરા, વિરાટકુમારી, તને શું થયું ? મૂર્છા આવી કે મૃત્યુ ! જો જો, છેલ્લી રણભેરી વાગી રહી છે. એક પળ પણ રહેવાય તેમ નથી. ઉત્તરાદેવી, તને મૂર્છિત અવસ્થામાં મૂકી જતાં હૃદય કંપે છે. દેવી ! ક્ષમા કરજે, મારાથી તારી સંભાળ નથી લઈ શકાતી. પરમાત્મા તારૂં રક્ષણ કરશે. કર્તવ્ય એજ જેના જીવનનું ધ્યેય છે એવા મને મારૂં કર્તવ્ય બોલાવી રહ્યું છે. કર્તવ્ય કરતાં આવેલ મરણ સિવાય બીજું કયું ભલું મરણ આપણા બન્ને માટે. જાઉં છું હો.

( ઉત્તરાને મૂર્છિત અવસ્થામાં મૂકી ચાલ્યો જાય છે. પાછળથી સખીઓ આવી સારવાર કરે છે. પછી હસ્તિનાપુર લઈ જાય છે. )

## પ્રવેશ ત્રીજો

( રણસંગ્રામનો ચકાવો )

( અભિમન્યુ પહેલા કોઠાથી છ કોઠા સુધીમાં અગણિત શત્રુઓને એકલે હાથે મારી ગુરુદ્રોણ, કૃપવર્મા, શકુનિ, વિગેરેને ભયભીત બનાવતો, વિજેતા વીર સમો, જંગલનો રાજા જેમ વીર કેશરી હોય છે તેમ આજ રણસંગ્રામના રાજા જેવો સાતમા કોઠામાં પ્રવેશ કરે છે. અહીં કોઇ

પણ તેની નજરે નથી પડતું. એટલે શંકા થાય છે કે જરૂર આમાં શત્રુઓનો કંઈક પ્રબંધ છે ને ચારે દિશામાં બારીકાઈથી જુવે છે. તેને કોઈજ દેખાતું નથી એટલે વિચાર કરે છે કે શું આટલી સહેલાઈથી આ કોઠો જીતાઈ જશે. જેટલો આ સહેલો લાગે છે તેટલોજ ભયભરેલો છે. પણ હિંમત શા માટે હારવી જોઈએ? આ કોઠો જીતી લઇશ અને ઉત્તરાને વિજયની વધામણી આપીશ. અરેરે! એ બિચારી કેમ હશે? એને ખબર પણ નહિ હોય કે મેં આટલો વિજય પ્રાપ્ત કર્યો છે. એ મારૂં પરાક્રમ સાંભળશે ત્યારે આનંદીત થશે. અમારા સુખની દેવો ઈર્ષા કરશે. ઉત્તરા, તારાં મધુર નયનો ભૂલી શકાય તેમ નથી હો! ત્યાં આવી પહેલી વિજયમાળ તારા હાથનીજ લઇશ. મારી હૃદયરાણી મારી...........અરે, આ તો રણુસંગ્રામ છે, અહીં સાવધ રહેવાની ખાસ જરૂર છે. જેવું એકાંત લાગે છે તેટલીજ ભયાનકતા ભાસે છે. (તે વિચાર કરતો ચારે બાજુ જોતો ઊભો છે.) શકુનિએ જોયું કે અભિમન્યુ સાથે એક એક કરીને આખી સેના લડશે તો પણ અભિમન્યુ હારશે નહિ! અર્જુન કરતાં હજારગણું વધારે બળ અને હિંમત તેનામાં છે. ગુરૂદ્રોણને, મને અને બીજા અનેક વીરોને એ પૂરો પડે તેમ છે. તેણે ગુરુદ્રોણને ઈશારત કરી કે અભિમન્યુ દગા સિવાય મરે તેમ નથી. આપણી શરત, એક એકની સાથે એક લડે તેમ છે. પણ આ તો આપણને અને આખી સેનાને પૂરો પડે તેવો છે. તો આમાં બળ કરતાં કળથી કામ કરશો તોજ જીતાશે. આપણે બધા એકી સાથે તેને જરા પણ થાક ખાવા ન દેતાં ચારે કોરથી ઘેરી લઇએ. એને ખૂબ બાણો મારી વીંધી નાખીએ. ગુરૂદ્રોણ, કૃપાચાર્ય, દુર્યોધનનો પુત્ર, અશ્વત્થામા, ભોજ, શલ્ય, આ છ વીર પુરુષોએ એકીસાથે સાથે મળી રણુસંગ્રામમાં એક એક શત્રુને હંફાવનાર અને જેની લડવાની રીતથી દ્રોણાચાર્ય અને શકુનિ જેવાને મહા મુંઝવણ ઉત્પન્ન થઈ છે એવા વીર અભિમન્યુને, દગાથી મારવા સંકેત કર્યો અને બધા સંમત થયા. સાતમા કોઠામાં કોઈ દેખાતું ન હતું તેનું કારણ એ હતું. આ છ વીર પુરુષોએ અને બીજા અથાગ સૈન્યે તેને એકી સાથે ઘેરી લીધો. 'મારો મારો અને કાપો કાપો' ના ભયંકર અવાજે એકી સાથે આવવા લાગ્યા. અભિમન્યુ પોતાનું બાણુ તૈયાર કરી એ છએ મહાપરાક્રમી શત્રુઓને હંફાવતો હંફાવતો આગળ વધ્યો. હજારો શત્રુઓનો જેણે નાશ કર્યો છે, એવો વીર અભિમન્યુ બાણોના અને ભાલાઓના પ્રહારોથી રંગાયેલો વીર કેસરી જેવો શોભતો હતો.

અભિમન્યુ કોઈ રીતે હારતો નથી. તેથી શત્રુઓના હૈયામાં અસહ્ય દાહ થવા લાગ્યો છે. તેઓ વિકરાળ બની એકી સાથે તેની ઉપર બાણોની વૃષ્ટિ કરવા મંડ્યા. તે વખતે અભિમન્યુના ધનુષ્યની કમાન તુટી. પૃથ્વી પ્રલય સમી ઘોર ગર્જના થઈ અને અભિમન્યુએ પોકાર કર્યો.)

**અભિમન્યુ**– ગુરુદ્રોણ, હું નિઃશસ્ત્ર છું. શસ્ત્ર આપો. મારૂં ધનુષ્ય તુટી ગયું છે. તો નિઃશસ્ત્ર સાથે યુદ્ધ કરવું તે યોગ્ય નથી.

**શકુનિ**– (ખડખડાટ હસતો) અમારે એજ જોઇએ છીએ ને, (એમ કહી તેના ઉપર દશ બાણો ફેકયાં)

**ગુરુદ્રોણ**– હવે તને છૂટો મૂકવો એટલે અમારે વહેલું સ્વર્ગમાં પહોંચવું એમજ ને? (એણે પણ બીજાં દશ બાણો માર્યાં)

**દુર્યોધનનો પુત્ર**– ઊભો રહે ઊભો રહે વીર, હવે તારે વધારે વખત ખોટી થવું નહિ પડે. લે, આ બાણોનું બખ્તર પહેરી લે. (એણે પણ દશ બાણો બરોબર તેના હૃદય પર ફેંકયાં) વીર અભિમન્યુએ તે જોયાં અને ગુરુદ્રોણને તેણે કહ્યું.

**અભિમન્યુ**– ગુરુદ્રોણ, સ્વાર્થની વાતમાં ન્યાય પણ નથી જોતા? તમે મને અત્યારે કપટથી અને અન્યાયથી મારો છો. આ વાત ઇતિહાસના પાને પાને કોતરાઇ રહેશે. તમારા જેવા પરાક્રમી ગુરૂએ આવું અન્યાયી યુદ્ધ કરવું ન જોઇએ. તમારે એક એક જણાએ મારી સાથે લડવું જોઇતું હતું, તેને બદલે મને નિઃશસ્ત્રને આટલા બાણો મારતાં તમને શરમ નથી આવતી? (આટલું બોલતાં તેણે બાણો નજીક આવતાં જોયાં. ઉત્તરાનો હાથ જાણે શ્રીકૃષ્ણના હાથમાં સોંપતો હોય તેમ હાથમાં મૂકયો. શ્રીકૃષ્ણ પરમાત્માનું ધ્યાન ધરતો, હસતોરમતો પ્રભુના તેજમાં પોતાનું તેજ ભેળવ્યું ને નિર્જીવ શરીર રણપર રેળાયું. લાખો માણસોને એકલે હાથે રણમાં રગદોળ્યા પછી કપટથી જેને ઘેરી લેવામાં આવ્યો હતો એવો અભિમન્યુ વીરત્વ મેળવી ચિરંજીવી બન્યો. રમતો, હસતો, મૃત્યુને ભેટયો અને અમર નામના મેળવી. આકાશમાંથી પુષ્પોની વૃષ્ટિ થઇ અને દેવનાં દંદુભિ વાગ્યાં.)

આજે પણ અભિમન્યુનો ચકાવો કાઠીઆવાડમાં બહુ પ્રખ્યાત છે. લોકો ચક્રાવો ગાતાંગાતાં પુષ્કળ રડે છે ગુરુદ્રોણ તથા શકુનિની દુષ્ટતાપર અને સહુ કોઇ અભિમન્યુનું વીરત્વ ઇચ્છે છે.

# અંક ત્રીજો

## પ્રવેશ પહેલો

(અશ્વત્થામા પાંડવોનાં ભરનિદ્રામાં સૂતેલાં બાળકોનો કુહાડાના ઘાથી વધ કરી નાસી ગયો અને પાંડવોનો નથા હસ્તિનાપુરનો સૈનાસહિત નાશ કરવા બ્રહ્માસ્ત્ર મુકેલું હતું, તે નિષ્ફળ ગયું. અશ્વત્થામાએ જોયું કે બ્રહ્માસ્ત્રનું તેજ અર્જુનના બ્રહ્માસ્ત્રમાં સમાઈ ગયું છે તેથી તે બહુજ નિરાશ થાય છે, અને તેને રોમેરોમે અગ્નિ વ્યાપેલો દેખાય છે. વેરની આગ તેનાથી સહન નથી થતી. બીજો કાંઇ ઉપાય સુજતો નથી, અને પાંડવોના કુળનો નાશ કરવા ફરી બ્રહ્માસ્ત્ર મૂકે છે, અને ઉત્તરાના ગર્ભનો નાશ કરવા તે દોડે છે. તો પણ તેને શાંતિ નથી વળતી. તેથી તે વ્યાસને સ્તુતિ કરી બોલાવે છે. વ્યાસ આવે છે.)

**અશ્વત્થામા**– પ્રભુ! મારૂં બ્રહ્માસ્ત્ર જે કોઈથી ફરી ન શકે તે અર્જુનથી કેમ શાંત પડી ગયું? તેનું તેજ ક્યાં સમાઈ ગયું? તે મારાથી સમજી શકાતું નથી. મારે તો પાંડવોનો અને તેના આખા કુળનો નાશ કરવો છે. તો એવા નાશનો ઉપાય મને બતાવો. મારૂં અંતર બહુજ વ્યથિત બન્યું છે તે શાન્ત કરો. દેવ! મારા પિતાના શત્રુઓનો વધ કર્યા વગર મને શાંતિ નહિ મળે.

**વ્યાસ**– બેટા, તું તારૂં શ્રેય ભૂલી તામસી બન્યો છે, તેનું આ. પરિણામ છે. તેં કાંઈપણ કારણ વગર દ્રૌપદીના નિર્દોષ બાળકોની હત્યા કરી છે કાંઈપણ કારણ વગર પાંડવોનો તેની સૈના સહિત નાશ કરવા મથી રહ્ય હતો, અને વિના કારણ બ્રહ્માસ્ત્રનો દુરુપયોગ કર્યો તેનું આ પરિણામ છે. તારા બ્રહ્માસ્ત્રનું તેજ અર્જુનના બ્રહ્માસ્ત્રમાં સમાયું તેનું કારણ એજ કે પાંડવો લડતી વખતે પણ શત્રુઓનું શ્રેય ઇચ્છી, પોતાના બચાવ પૂરતુંજ લડે છે, નહિ કે રાજ્ય લેવાની લાલચે કે અમુક શત્રુને હણવાની ઇચ્છાએ. જે બીજાના કલ્યાણમાં ઉત્સાહવાળો છે, તેને હમેશાં સિદ્ધિ વરે છે, તેનો આ પ્રત્યક્ષ દાખલો છે. હજી પણ તું ચેત અને શ્રીકૃષ્ણને શરણે જા. શ્રીકૃષ્ણ સાક્ષાત્ પરમાત્મા છે, એ સત્ય છે. તેમ પાંડવો તેને બહુ પ્રેમથી ચાહે છે. તેનો દ્વેષ ન કર.

**અશ્વત્થામા**– જેણે મારા પિતાને હણ્યા છે તેના કુળનો નાશ કર્યો વગર હું કેમ જીવી શકું ? મારા પિતાના શત્રુઓને હું જરૂર હણીશ. તેઓનો જડમૂળથી નાશ કરીશ ત્યારેજ મને શાંતિ વળશે.

**વ્યાસ**– બેટા ! મહાપ્રયત્ને મેળવેલ વિદ્યાનો વ્યર્થ વ્યય કરવામાં કંઈજ લાભ નથી. જેઓ ધર્મથી અને સત્યતાથી પોતાનાં ઉચ્ચ કર્મો વડે રક્ષાયલા છે તેનો કોઈ નાશ કરી શકે તેમ નથી. તારાં દુષ્ટ કર્મોનો તું વિચાર કર. યુદ્ધમાં પણ તું સાચું લડ્યો નથી. હાર્યો જુગારી બમણું રમે તેમ તું પાંડવોનો વિશેષ ને વિશેષ દ્વેષ કરતો જાય છે, તે ગુરુપુત્રને યોગ્ય નથી. તમે તો ધર્મના ભાઈઓ કહેવાઓ. પાંડવોને તારા પર દ્વેષભાવ નથી. હું ઇચ્છું છું કે હજુ પણ તું સમજ. તારા પિતા લડાઈમાં વીરત્વ બતાવી સ્વર્ગે ગયા છે. ત્યાં આનંદ કરે છે. તું તેનો નાહક શોક કરે છે. કર્તવ્ય કરતાં આવેલ મરણ જેવો બીજો એકે આનંદ નથી. તે તારા પિતાએ મેળવ્યો છે. હવે તું વેર રાખે તો અસ્થાને છે. જો તું નહિ ચેતે તો તારી મૃત્યુ કરતાં પણ વધારે બુરી દશા થશે એમ મને લાગે છે. માટે દુષ્ટ વિચારોની આંધીને તું દૂર કર. ઉત્તરાના ગર્ભપર છોડેલાં બાણો પાછાં ખેંચી તારાં પાપોની માફી માંગી લે. હું હવે જાઉં છું, પ્રભુ તને સદ્‌બુદ્ધિ આપો, અને મેળવેલી વિદ્યાનો સદુપયોગ કર, બેટા. (વ્યાસ જાય છે.) (ઉત્તરા આ અશ્વત્થામાએ મુકેલા બ્રહ્માસ્ત્રના તેજને જોઈ ભયભીત બને છે. કોઈ અગ્નિપુંજ તેની સન્મુખ આવતો હોય એમ લાગે છે. તેને કંઈ સુઝતું નથી તેથી 'હે કૃષ્ણ, હે મુરારે, હે ભકતવત્સલ, બચાવો, બચાવો. આ બ્રહ્માસ્ત્રના તાપથી રક્ષા કરો. હે કૃષ્ણ સહાય કરો' એમ સ્તુતિ કરે છે.)

**ઉત્તરા**– **કૃષ્ણ વેગે આવો રે, દયા દિલે લાવોરે,**

**ઉત્તરાના પ્રાણ જા...........એ**

**જો નહિ આવો તો, બન્નેની હત્યા લાગે શિર,**

**કૃષ્ણ વેગે આવો રે, દયા દિલે લાવોરે,**

**ઉત્તરાના પ્રાણ જા...........એ**

**સાખી**

પાંડવ કુળને તારવા, વ્રત ધર્યું જે વાર,
સારથિ બની સાથે રહ્યા, અર્પી વિજયમાળ,
આજ તમે રક્ષા કરો, અભિમન્યુનો બાળ,
અશ્વત્થામાએ મૂકયું, બ્રહ્માસ્ત્ર મારવા કાજ,
જો નહિ આવો તો, બન્નેની હત્યા લાગે શિર
કૃષ્ણ વેગે આવોરે, દયા દિલે લાવો રે,
ઉત્તરાના પ્રાણ જા...........એ

**સાખી**

ધર્મધુરંધર ધા સુણો, જીવ મારો અકળાય,
હૈયે ધીર રહે નહિ, અગ્નિ વરસે જ્યાંય,
માગું રક્ષા તમ તણી, રક્ષો કુમળું બાળ,
અળગા નહિ થાતા જરા, ઝાલો મારો હાથ,
જો નહિ આવો તો બન્નેની, હત્યા લાગે શિર,
કૃષ્ણ વેગે આવોરે, દયા દિલે લાવોરે,
ઉત્તરાના પ્રાણ જા...........એ

**ઉત્તરા**– હે પ્રભુ, ધાઓ, ધાઓ અંતરયામી! આમ વાર ન લગાડો. ખરે વખતે દૂર ન થાઓ! તમારા પારને પામવા કોઇ સમર્થ નથી. તમારી ગતિને જાણવી બહુજ મુશ્કેલ છે. તમે જાણો છો કે અભિમન્યુએ મારો હાથ તમારા હાથમાં સોંપ્યો છે. હે દીનબંધુ, આ વખતે ખરી કસોટી છે. મને મારા મરણનો ભય નથી. પણ જેને માટે હું જીવન ટકાવી રહી છું, જે ઉજળી આશાએ મેં જીવન ધારણ કરેલ છે, તેનું રક્ષણ કરજો. જુઓ જુઓ, આ અગ્નિ જેવો પ્રકાશ નજીદીક આવતો જાય છે. અહીં તમારા સિવાય મારૂં કોઇ રક્ષણ કરે તેમ નથી. હે અશરણશરણ! આમ વાર કેમ લગાડો છો? શું મારૂં પારખું જુઓ છો? અગ્નિપરીક્ષા કરો છો? અરેરે! જો હું સ્વર્ગમાં જઇશ તો અભિમન્યુને કેવી રીતે કહી શકીશ કે તમારા બાળકની રક્ષા કરનાર ત્યાં કોઇ દૈવી આત્મા કે કોઇ પવિત્ર આત્મા ન્હોતો જે બ્રહ્માસ્ત્રના તેજને શાન્ત પાડી શકે.

કોઇ ઉદારચરિત દેવતાઈ જીવ ન્હોતો જે એનું રક્ષણ કરે. અરેરે! મારે શું એમના પુત્રના નાશના સમાચાર આપવા? પ્રભુ! આ તમને શોભે છે, દેવ? અંતર ખોલી જુઓ, અંદર તમારી જ મૂર્તિ છે. (તે વખતે જાણે શ્રીકૃષ્ણની છાયા તેને દેખાય છે. જાણે તેને આશ્વાસન આપતા હોય તેમ કહે છે.)

**શ્રીકૃષ્ણ–** ઉત્તરા બેટી, ગભરા નહિ, શાન્ત થા. હું તારા ગર્ભનું રક્ષણ કરૂં છું. જો મારૂં સુદર્શન ચક્ર જો, અહીં કોઇ આવી શકે તેમ નથી. તારો ભય દૂર થયો છે. તું તો વીર અભિમન્યુની અર્ધાંગી છો ને? આમ ગભરાયા વિના હિંમત ધર. તને પુત્ર જન્મે ત્યારે મને બોલાવજે. હું તેના મસ્તકે હાથ મૂકી, તેને નવજીવન આપીશ. શ્રીકૃષ્ણની છાયા અદૃશ્ય થાય છે.)

**ઉત્તરા–** અરે, આ સાચું કે સ્વપ્ન? તેજપુંજ અગ્નિ પહેલાં દેખાતો હતો તે હવે દેખાતો નથી. મારા અંતરમાં પણ શાંતિ લાગે છે. ખરેખર પ્રભુએ મારા બાળકની રક્ષા કરી હોય એમ લાગે છે. (મનમાં) દેવ, રક્ષણહાર, હજારો વાર મારા નમસ્કાર સ્વીકારો. સમય સમયે સહાય કરજો દેવ. કયાં ગયો એ જ્વાળામુખી, કયાં ગઇ એ ભયંકરતા, પ્રભુ? જ્યાં તમારૂં નામ હોય છે, ત્યાં માનવ વિજયવંત બને છે. મારા અંતરમાં તમારો વાસ રહેજો, દેવ!

## પ્રવેશ બીજો

(અર્જુન અશ્વત્થામાને પરાણે પકડી લાવે છે અને
કૃષ્ણ પરમાત્માની સન્મુખ હાજર કરે છે.)

**શ્રીકૃષ્ણ–** અશ્વત્થામા, તારૂં ક્રૂર કૃત્ય જોતાં હૃદય કંપે છે. તું ગુરૂપુત્ર હોવા છતાં તારૂં માથું ધડથી જુદું પાડવામાં હું પાપ નથી જોતો. પાંડવોના નિર્દોષ પુત્રોએ તારૂં શું બગાડયું હતું? તેને તે કુહાડાના ઘાથી માર્યા. દેવી સમી, અંતરના દુઃખમાં ડુબેલ, રાંક ઉત્તરાએ તારૂં શું બગાડયું હતું કે તેની ઉપર તેના ગર્ભનો નાશ થાય એ મંત્ર ભણી બ્રહ્માસ્ત્ર છોડયું? તારે વેર લેવું હોય તો પાંડવો સાથે લડ. આમ વિનાકારણે બાળકોનો વધ કરવાથી શો લાભ છે? તારાં પાપ બહુ વધી ગયાં છે. તો મૃત્યુ માટે તૈયાર થા અને તારા ઈષ્ટ દેવનું સ્મરણ કરી લે (અર્જુનને તેનું માથું ધડથી જુદું કરવા કહે છે.)

**અશ્વત્થામા**– હે કૃષ્ણ, મારે પાંડવ કુળનું નિકંદન કાઢવું છે. જેણે મારા પિતાને માર્યા છે તેઓનો જ્યાં સુધી હું નાશ નહિ કરું ત્યાં સુધી મને શાંતિ નહિ થાય. મારે તેના આખા કુટુંબનો નાશ કરવો છે. ઉત્તરાનો ગર્ભ તો બળીને ખાખ થઈ ગયો હશે. એ વિચારે મારા અંતરમાં શાન્તિ લાગે છે. મેં મારાથી બનતું કર્યું છે. હું મરુ એનો મને શોક નથી. મારૂં માથું ખુશીથી ઉડાવી દ્યો. હું તૈયાર છું. ( માથું ધરે છે )

**અર્જુન**– હે કૃષ્ણ ! આ ગુરૂપુત્રને હું કેમ મારૂં ? મારૂં અંતર એને મારવા ના પાડે છે.

**શ્રીકૃષ્ણ**– અર્જુન, વીર બની ભીરૂ સ્ત્રી જેવી વાતો તને શોભતી નથી. દ્રૌપદીને આપેલ વચન યાદ કર, હિંમત ધર અને આ પાપી દુષ્ટનું માથું કાપી દ્રૌપદીના હૃદયને શાન્ત કર. વાર લગાડીશ તો એવો પ્રસંગ ઉપ્તન્ન થશે કે તેને જીવતો છોડવો પડશે.

**અશ્વત્થામા**– વીર અર્જુન, આમ બીકણ ન બન. મેં મારા વેર ખાતર તારાં સૂતેલાં નિર્દોષ બાળકોને માર્યાં તો હું જાગૃત છું, મરવાને તૈયાર છું. તો ચલાવ તારી તીક્ષ્ણ અસિ અને મને મારા પાપનું પ્રાયશ્ચિત કરવા દે. દ્રૌપદીને શાંતિ આપ. લે આ માથું (અર્જુન મારવા હાથ ઉંચો કરે છે. ત્યાં દ્રૌપદી દોડતી આવે છે.) અને તલવાર લઈ લે છે.

**દ્રૌપદી**– હે કૃષ્ણ હે કૃષ્ણ, ઉભા રહો. આ ગુરૂપુત્રને મારવાની બહુ ઉતાવળ ન કરો. જુઓ, જુઓ, આ મારૂં અંતર જુઓ, પુત્ર શોકથી કેટલું બળી રહ્યું છે. મારા પાંચ પુત્રોના દુ:ખનો અનુભવ કરી રહી છું. પુત્રના મરણનું દુ:ખ મહાન વિકટ છે. ગુરૂપત્ની કૃપીનેયે દુ:ખ ન થાઓ એ મારી પ્રાર્થના છે. કૃપીનાં આંસુ મારાથી નહિ જોઇ શકાય. ગુરૂપત્નીના સુખ માટે અશ્વત્થામાને જીવતો છોડો. મને મારા શત્રુનું મસ્તક નહિ જોઇએ. તેને છોડી મૂકો અને કંઇ એવો ઉપાય શોધો કે દુષ્ટને તેના કૃત્યનું ફળ બરાબર મળે અને તે જીવતો છતાં મરેલા જેવો રહે.

**અર્જુન**– દ્રૌપદી, જેણે તારા પાંચ પાંચ પુત્રોને ભરનિદ્રામાં મારતાં પાછું નથી જોયું અને જે પાંડવ કુળનો નાશ કરવાને તત્પર છે, જેણે ઉત્તરાના કુમળા ગર્ભ ઉપર બ્રહ્માસ્ત્ર મૂકેલ છે, એવા દુષ્ટને તારે જીવતો છોડવો છે? તારા પુત્રના વધ કરનારનું મસ્તક હું તને લાવી આપીશ એમ મેં વચન આપેલ છે. હવે તું તે ફોકટ કરવા માગે છે? જરા વિચાર કર, તું મને સંકટમાં મૂકે છે. એ યોગ્ય નથી. હવે મારે શું કરવું?

**દ્રૌપદી**– મારે માત કૃપીને પુત્રવિહોણી નથી જોવી. અશ્વત્થામાને હું આશીર્વાદ આપું છું કે આ દુનિયામાં સૂર્યચંદ્ર તપે ત્યાં સુધી ચિરંજીવી રહે. મારે વેર નથી લેવું.

**શ્રી કૃષ્ણ**– શાબાશ, દ્રૌપદી શાબાશ, તારા ઉદારહૃદયની કિંમત અંકાય તેવી નથી. તું ખરી માતા છે. તારો આશીર્વાદ સત્ય થાઓ.

**અર્જુન**– પણ હવે મારે શું કરવું?

**શ્રી કૃષ્ણ**– હે વીર, આમ શોચ ન કર. બ્રાહ્મણોને પોતાની જીંદગી કરતાં તેના માથાનો મણિ વિશેષ વહાલો હોય છે. આનો મણિ ગુરૂદેવે મંત્રેલ છે તેથી તે તેજવાળો રહે છે. તું આનો મણિ કાઢી લે તો તે નિસ્તેજ બનશે એને એજ એને મૃત્યુ કરતાં ભયંકર શિક્ષા છે. (અર્જુન તેના માથાનો મણિ કાઢી લાવે છે.)

**અશ્વત્થામા**– હે કૃષ્ણ, તમે મને મૃત્યુ કરતાં ભયંકર શિક્ષા કરી છે. હવે હું આ દુનિયામાં રહેવા લાયક રહ્યો નથી. હું વનંવન ભટકીશ. વ્યાસે ભાખેલ ભવિષ્ય પ્રમાણે કદાચ મને શાંતિ નહિ મળે. મારાં પાપોની આગ મારી સન્મુખ હંમેશ રહેશે અને મને બાળ્યા કરશે. હે દેવ, અમી દૃષ્ટિ કરો કે મેં ભયંકર કાર્યો કર્યાં છે એ ભૂલી જાઉં.

**શ્રીકૃષ્ણ**– અશ્વત્થામા, જો તમને તમારાં પાપોનો પસ્તાવો થતો હોય તો હવેથી પાપ નહિ કરતા. મારી કૃપા મેળવવી હોય તો સત્ય માર્ગ ગ્રહણ કરજો. જગતમાં પરોપકાર અને પ્રભુભજનથી તમો નિષ્પાપ બનશો. તમારા અંતરમાં શાન્તિ થશે. તમે માતા કુન્તીની પાસે જાઓ અને તેને આ શુભ સમાચાર આપો કે તમે અમર બન્યા છો. એ તમને આશીર્વાદ આપશે. તમારૂં મન શુદ્ધ થશે. (બધા જાય છે.)

## પ્રવેશ ત્રીજો

(ઉત્તરાને મરેલ બાળક જન્મે છે. તે બીજા કોઇને સોંપતી નથી. પોતાના હાથમાં લઇને બહાર આવે છે.)

**ઉત્તરા**– મેં જેને કૃષ્ણના શરણુમાં મૂક્યો છે તે મરી જાય નહિ. એવું કદીજ બને નહિ. આમાં મારી ભૂલ છે. મારૂં હૃદય કહે છે કે એ જીવશે. (તેના હાથ પગ દબાવી જુએ છે. બાળક નિશ્ચેતન દેખાય છે.) અરેરે રે! આ કોમળ બાળકને કોણે શોષ્યો? હે ક્રૂર દૈવ! હવે મારું શું થશે? આ મારૂં મોઢું હું કોઇને દેખાડી શકીશ નહિ. હે પ્રભુ! તારા હૈયામાં મને સાચવી લે. હે કૃષ્ણુ! તું આવી મને સહાય કર. અને તારો અમીભર્યો હાથ આ બાળકના મસ્તકે મૂક. તેં મને વચન દીધેલ છે કે આ બાળક જન્મે ત્યારે મને બોલાવજે, હું તેને નવજીવન આપીશ. એ સમય હવે આવ્યો છે. (પ્રભુ આપેલ કોલ અમલમાં મૂકો.)

**ઉત્તરા**– કુન્તામા, કુન્તામા, જલદીથી શ્રીકૃષ્ણુને તેડવા મોકલો અને આ બાળક ઉપર અમીભર્યો હાથ ફેરવવા કહો, માતા. આ અમૂલ્ય ઘડીઓ વીતી જાય છે, મારી અરજ સુણો. હું તમારે પગે પડું છું.

**કુન્તા**– બેટા, ધીરજ ધર. હું શ્રીકૃષ્ણુને તેડવા માટે મોકલું છું.

(કુન્તામા શ્રીકૃષ્ણુ સાથે દાખલ થાય છે.)

**શ્રીકૃષ્ણુ**– કેમ મા, આમ કેમ બવા ગભરાયલા લાગો છો? એવો શો બનાવ બન્યો છે કે આટલાં શોકાતુર બની ગયાં છો?

**કુન્તા**– (કુન્તામા બાળકને લઇ આવે છે.) એનો જવાબ હમણુાંજ આપું છું, બેટા.

**કુન્તામા**– હે દીનવત્સલ, તારો કે ડુબાડો એ તમારા હાથમાં છે. જુઓ આ બાળકના મુખ સામે. ઉતરા કહે છે કે શ્રીકૃષ્ણુનો અમીભર્યો હાથ તેના ઉપર ફરશે એટલે આ બાળક જરૂર નવજીવન મેળવશે. આ કુમળા બાળક ઉપર અમીદૃષ્ટિ ફેરવો અને તેની જીવનજ્યોત પ્રગટાવો, દેવ! રાંક વધૂનું રૂદન હૃદયમાં કારમા ભાલા ભોંકે છે. તેના અંતરની શાંતિ માટે આને જીવાડો. વીર અભિમન્યુ પણુ આ શુભ સંદેશાની વાટ જોતો હશે. એના કુળની વેલને કરમાતી બચાવો. આ બાળકને હું તમારા ચરણુમાં સોંપુ છું. (શ્રીકૃષ્ણુના હાથમાં બાળક મૂકે છે અને શ્રીકૃષ્ણુ તેને નવજીવન આપે છે.)

**શ્રીકૃષ્ણ**– આને શું થયું છે? આ તો જીવતોજ છે. જુઓ, જુઓની એણે આંખ ખોલી. જુઓ, કેવું મીઠું હાસ્ય હસી રહ્યો છે? મા, એને તમારી શુભાશિષ આપો. બેટા ઉત્તરા ! તારો બાળક મરણ નથી પામ્યો. તેને અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રની મૂર્છા આવી હતી. જો હવે તે તદ્દન તંદુરસ્ત છે. ( બાળક મોટેથી રડે છે. ઘરમાં આનંદ આનંદ છવાઈ રહે છે. ઉત્તરાનો આનંદ કયાંય સમાતો નથી. તે શ્રીકૃષ્ણચરણમાં પડે છે. )

**ઉત્તરા**– પ્રભુ, આજ તમે પાંડવ કુળના વંશને ઉગારી એની વેલ આગળ વધતી કરી છે. તમારો ઉપકાર હું કેમ ભુલું? કઈ રીતે તમારી સ્તુતિ કરૂં? કેમ તમને પ્રસન્ન કરૂં દીનવત્સલ? જેને માટે મેં જીવન ધારણ કરી રાખ્યું હતું તેને, આપે મૃત્યુના મુખમાંથી બચાવ્યો છે. તમારા ઉપકારનો બદલો હું રાંક કેવી રીતે વાળી શકું? મારી પાસે શબ્દો નથી. તમે મને નવી જીંદગી આપી છે; એવીજ રીતે સહાય કરતા રહેજો.

**શ્રીકૃષ્ણ**– ઉત્તરા, તારા બાળકને કોઈ મારવા સમર્થ નથી. જ્યાં માના શુદ્ધ પ્રેમની રક્ષા છે ત્યાં મૃત્યુ પણ જઈ શકતું નથી. તારા અંતરની પ્રચંડ શક્તિ એ તેની રક્ષા કરેલ છે તેથીજ અશ્વત્થામાનું બ્રહ્માસ્ત્ર તેને બાળી નથી શકયું.

**ઉત્તરા**– દેવ ! એની રક્ષા કોણે કરી તે બધું હું જાણું છું. તમેજ એની રક્ષા કરેલ છે અને મને કહ્યું હતું કે બાળક જન્મે ત્યારે મને બોલાવજે. એ વાત શું ભૂલી ગયા?

**શ્રીકૃષ્ણ**– એ તારા મનની ભ્રાન્તિ છે. તું મને ખોટી મોટાઈ આપે છે. એનું રક્ષણ કરનાર પરમાત્મા છે અને સાચું રક્ષણ તો તારી પવિત્ર વત્સલભાવનાએજ કરેલ છે. હવે તું થાકી ગઇ છે. બેટા ! હવે શાંતિ લે અને આનંદ કર. સુખે નિદ્રા લે, બેટા! તારો બાળક તેના પિતા અને કાકા કરતાં વધારે ભાગ્યશાળી છે. ચાલો, હું જાઉં છું, કુન્તામા! આનંદમંગલની તૈયારીઓ કરવી છે ને? ( કુન્તામા જાણે નિદ્રામાંથી જાગ્યા હોય તેમ. )

**કુન્તામા**– હેં હેં ! શું સાચું કહો છો ? ખરેખર મારો બાળક નવજીવન પામ્યો ? ( કુન્તામા બાળકને હાથમાં લે છે. બાળક જોરથી રડે છે, તેમ વિશેષ આનંદ થાય છે અને ખાત્રી થાય છે કે બાળક નીરોગી છે. શ્રીકૃષ્ણ બધાને હસતા કરી જાય છે. )

## પરીક્ષિતજન્મ અને બ્રાહ્મણોનું ભવિષ્યકથન.

( કુંતા માતાના આનંદનો પાર નથી. શહેરમાં તોરણો બંધાઇ રહ્યાં છે. મધુર સ્વર કર્ણગોચર થાય છે. સ્ત્રીઓ મંગળ ગીત ગાય છે. રાજદરબારમાં ભાટચારણોનાં ગુણગાન થઇ રહ્યાં છે. બ્રાહ્મણો વેદ ભણી રહ્યા છે. આખા ગામમાં રાજ તરફથી મિઠાઇઓ વહેંચાઇ રહી છે, આનંદ આનંદ થઇ રહ્યો છે. રાજ દરબારમાં શ્રીકૃષ્ણ કુન્તામા વિગેરે સગાંસંબંધીઓ ભેગાં થાય છે. અંતરમાં આનંદ છવાઇ રહ્યો છે. ધર્મરાજા જોષીઓ પાસે જન્મકુંડળી મંડાવી રહ્યા છે. જોશીઓ જન્મકુંડળી જોઈ આનંદ પામી રહ્યા છે. જન્મકુંડળી જોઇ તેમના માથાં ડોલવાં લાગ્યાં છે, તે જોઇ)

**યુધિષ્ઠિર**– જોષી મહારાજ, કુંવરની જન્મકુંડળી કેવી શોભા આપે છે ?

**જોષી**– મહારાજ, નવખંડના માલિકની જન્મકુંડળી વર્ણવી શકાય તેમ નથી. શેષ અને સરસ્વતી જેનાં ગુણગાન ન કરી શકે તેવી આ જન્મકુંડળી છે. આ બાળકે ગર્ભમાંજ પ્રભુદર્શન કરેલ છે. જગતના સર્વ પુરૂષોમાં ગર્ભમાં જોયેલ સ્વરૂપની પરીક્ષા કરતો રહેશે. તેણે પરમાત્માની ભક્તિ માતાના ઉદરમાંથી પ્રાપ્ત કરી છે. તે પ્રહલાદની માફક પ્રભુનો ભક્ત છે. મહાન અશ્વમેધ યજ્ઞ કરનાર, ધર્મનું સ્થાપન કરનાર, કળીને જીતનાર, જગતનું કલ્યાણ કરનાર મહાન દૈવી અંશ તરીકે સૂર્યચંદ્રની હસ્તી સુધી તેની સુકીર્તિ પહોંચશે. અને તેનો પુત્ર દૈવી અંશવાળો થશે. તે પોતે એક નજીવી ભૂલ માટે ઋષિના શાપનો ભોગ બનશે. તેની જાણ થતાં પોતાનું શ્રેય ઇચ્છી પરમાત્માનું સાનિધ્ય સાંધશે અને કલ્યાણ માર્ગ ગ્રહણ કરી, પ્રભુના પરમપદને પામશે અને બાપદાદાની કીર્તિને અમર કરશે. તેનું જીવન જુગજુગ ગવાશે અને બુદ્ધિશાળીઓ તેને પગલે ચાલી જીવનનું સાર્થક કરશે.

**યુધિષ્ઠિર**– આ બાળકને કૃષ્ણે નવજીવન આપ્યું છે માટે આજે આપણે શ્રીકૃષ્ણનું પૂજન કરીએ અને તેમના શુભ હસ્તે બાળકનુ જન્મનામાભિધાન રખાવીએ અને આજે બધા સ્વસ્તિવાચન બોલી બાલકનું શ્રેય ઇચ્છીએ.

**જોષી:-** જેવી મહારાજાધિરાજની આજ્ઞા. શ્રીકૃષ્ણની અમીદષ્ટિ વડે આ બાળક નવજીવન પામ્યો છે. એમનું જરૂર પૂજન કરવું જોઇએ. મહારાજની આજ્ઞા હોય તો પૂજનની તૈયારી કરીએ.

**યુધિષ્ઠિર–** આપ પધારો અને બધી તૈયારી કરો. હું પણ ત્યાં આવું છું. રાજદરબાર શણગારો અને નગરજનોને આપણાં નિમંત્રણ આપો. (રાજદરબારમાં મહારાજ યુધિષ્ઠિર શ્રીકૃષ્ણનું પૂજન કરે છે. બ્રાહ્મણો વેદ ભણી રહ્યા છે અને માનુનીઓ મંગળ ગીત ગાઇ રહી છે.)

**યુધિષ્ઠિર–** પ્રભુ ! આપે અમારા કુળને તાર્યું છે. આપની સ્તુતિ મારાથી થઇ શકે તેમ નથી. અમારાથી બનતી નજીવી સેવા સ્વીકારજો અને સદા અમારા અંતરમાં આપનો પવિત્ર વાસ રહે, સુબુદ્ધિ રહે, આપની અમીદષ્ટિ રહે એજ માગીએ છીએ.

**શ્રીકૃષ્ણ–** મહારાજા યુધિષ્ઠિર, તમે મારૂં સન્માન વધારો છો, એજ તમારી ઉદારતાનો દાખલો છે. તમે જે કુટુંબના વડીલ બનીને કુળધર્મ સાચવી રહ્યા છો તે જ તમારૂં બધાનું રક્ષણ કરે છે. ધર્મ સેવનાર દુ:ખ ભોગવે છે તે પણ લાંબા ચિરસ્થાઇ સુખ માટે હોય છે. તેમના દુ:ખમાં તેમની કીર્તિ વધતી રહે છે અને તેમની નામના વધારે ને વધારે જગવિખ્યાત બને છે. તમારૂં શ્રેય તમારી ધર્મપાલનવૃતિને લીધે છે હું તો નમ્રતા અને કર્તવ્યનેજ શ્રેય માનું છું. એજ આપણો પરમ ધર્મ છે.

**યુધિષ્ઠિર–** દેવ, આપની નામનાને કોઇ પહોંચી શકે તેમ નથી તેથીજ આપ પૂજાઇ રહ્યા છો. હવે આ બાળકનું નામાભિધાન પાડો અને તમે આશીર્વાદ આપો.

**શ્રીકૃષ્ણ–** આ બાળક દુ:ખી થયેલ રાજકુટુંબમાં આનંદઘનરૂપે અવતરેલ છે. તમારા સુખનો સૂર્ય આ બાળકથી પ્રકાશિત થશે. તેની પ્રકાશિત કીર્તિ દિનપ્રતિદિન ચડતી રહેશે અને સત્કાર્યથી તેની કીર્તિ અવિચળ બનશે. આજથી આ બાળક પરીક્ષિતના નામથી ઓળખાશે અને તેની નામના અમર બનશે. બોલો પરીક્ષિત્ મહારાજકી જય. પરીક્ષિત્ મહારાજકી જય. (બધા જયઘોષ કરે છે. યુધિષ્ઠિર, અર્જુન, ભીમ, નકુલ, સહદેવ, જોષી, પ્રજા ગણો શ્રીકૃષ્ણની સ્તુતિ કરે છે.)

જય જય જય જય વેદ વખાણે, પાર ન પામે કોઈ એનો.
જય જય જય જય વેદ વખાણે, પાર ન પામે કોઈ એનો.

બ્રહ્માદિક સનકાદિક શોધે
સરસ્વતી દિનરાત ગોતે
શેષ રહે સંગાથે એને,
તોય નહિ પાર પામે, વેદ વખાણે
જય જય જય જય વેદ વખાણે, પાર ન પામે કોઈ એનો.

દીન જનોની વહારે ધાતા
ભક્તના સેવક થઈ સોહાતા
રક્ષણ કરતા ડગલે પગલે
સત્યના સાથી થતા, અંતરના યામી કહેવાતા
જય જય જય જય વેદ વખાણે, પાર ન પામે કોઈ એનો.

અભિમન્યુનું નામ ઉજાળ્યું
પરીક્ષિતને નવજીવન આપ્યું
ઉત્તરાના દુ:ખદ જીવનનો
આશા દીપક જલાવ્યો
પાંડવકુળનો વંશ વેલો
અમર કરી દીપાવ્યો
ઉગાર્યો જીવન સખાને
જય જય જય જય વેદ વખાણે, પાર ન પામે કોઈ એનો.

કૃષ્ણ પરમાત્માકી જય.
ભવભીડભંજનકી જય.

ટેબ્લો.



# સાચું શિક્ષણ



## પાત્રો

| | | |
|---|---|---|
| રમાદેવી | : | મુંબઈના પ્રખ્યાત પ્રોફેસર રજનીકાન્તની પત્ની |
| ચંપા | : | રમાદેવીની પુત્રી |
| કાન્તા | : | રમાદેવીની પુત્રવધૂ |
| ઉમેદ | : | ચંપાની સાસુ, સુરેશની મા |
| પદ્મા | : | ચંપાની નણંદ |
| માનકોર | : | ઉમેદની નણંદ, ચંપાની ફઈજી |
| વ્રજકોર | } | ઉમેદની સગી |
| કાશી | } | ઉમેદની સગી |
| ડાહી | } | પાડોશી તથા અન્ય સ્ત્રીઓ |
| જશોદા | } | પાડોશી તથા અન્ય સ્ત્રીઓ |
| મણી | } | પાડોશી તથા અન્ય સ્ત્રીઓ |
| મંછા | } | પાડોશી તથા અન્ય સ્ત્રીઓ |

## ટૂંક સાર.

રમાદેવી રજનીકાન્ત નામના પ્રખ્યાત પ્રોફેસરની પત્ની છે. નવા અને જૂના બંને વિચારોનું મિશ્રણ તેનામાં છે અને તેનું મુખ્ય ધ્યેય કેળવણીના સાચા સંસ્કારો પાડવાનું છે, અને એ રીતે ચંપાને કેળવે છે. સ્ત્રીઓમાં દરેક જાતની કળા હોવી જોઇએ એવી એની માન્યતા છે તેથી નાની સોળ વર્ષની ચંપામાં પોતાના વિચારોનું ગુંથણ સુંદર રીતે કરેલ છે. ચંપા હાલ સોળ વર્ષની છે, ઇન્ટરમાં અભ્યાસ કરે છે અને બી. એ. સુધીનો અભ્યાસ કરવા વિચાર છે. નૃત્ય અને સંગીતમાં તે પ્રવીણ થઇ ગઇ છે, અને ભરત, ગુંથણ, પેઇન્ટીંગ, રસોઇ અને વ્યવહારિક દરેક કાર્ય તેમજ માંદાની માવજત અને બીજાને ઉપયોગી બનવાના કાર્યમાં કુશળતા મેળવી છે. ચંપાની ભાભી કાન્તા ખૂબ પ્રેમાળ સ્વભાવની છે. તેણે પણ સારી કેળવણી લીધેલી છે એટલે કુટુંબની એકતા અને સાચા સ્નેહનું દિગ્દર્શન થાય છે.

ચંપાનું વેવિશાળ, તુરતમાં પાસ થયેલ બેરીસ્ટર સુરેશ સાથે કરવામાં આવેલ છે. સુરેશ ગુણવાન, શાંત સ્વભાવનો અને વિચારશીલ છે પણ બહુ પૈસાદાર નથી. સુરેશની મા ઉમેદ બહુ જૂના વિચારની અને કંકાસિયણ છે. પદ્મામાં પણ માના ગુણો વસેલ છે એટલે ચંપાને લગ્ન પછી સંસારનો તાપ જોવો પડે છે. ઉમેદે બાપદાદાની આબરૂ ખાતર પદ્માને બિલકુલ ભણાવી નથી. પણ ચંપાના અનહદ પ્રેમે પદ્મા નરમ બને છે અને ચંપા તેને ખાનગીમાં ભણાવે છે. પાડોશીઓ આવી ઉમેદને ઉશ્કેરે છે. ઉમેદને ટાઇફોઇડ તાવ આવે છે જે ત્રણ ચાર મહિના સુધી ચાલે છે. ચંપા પ્રેમથી સાસુની સેવા કરે છે અને તેની કાર્યકુશળતાથી ઉમેદ મોતના મોઢામાંથી બચી જાય છે. ઉમેદના સ્વભાવમાં પરિવર્તન થાય છે. પાડોશીઓ કંકાસ કરાવવાના ઇરાદાથી આવેલ છે તે ઉમેદના સ્વભાવનું પરિવર્તન જોઇ આશ્ચર્ય પામે છે અને એમના સ્વભાવમાં પણ ફેર પડે છે. સૌને ચંપા જાદુગરણીરૂપે પ્રિય લાગે છે, તેના પ્રેમપાશે બધા આકર્ષાય છે, અંતે સાચા શિક્ષણનો તથા ચંપાદેવીનો જયજયકાર બોલાય છે.

---

# સાચું શિક્ષણ

## પ્રવેશ પહેલો

**સમય:**—સવારનો.

(ચંપા તેની સહિયરો સાથે બાગમાં ફૂલ વીણવા આવે છે.)

**ફૂલડાં વીણીશું સહિયર સહુ સાથમાં—**

**અમને ફુલડાં વીણવાની ઘણી હોંસરે**
**ફુલડાં વીણીશું સહિયર સહુ સાથમાં.**

**જાૂઇ જાઇ ચંપો ચંબેલી રસાળી**
**ગુલછડી લાગતી સારી**
**ગુલાબ કેવડામાં કાંટા ઘણેરા**
**લેતા લાગે છે ડંખ ભારી–એ ફુલડાં.**

**મોગરો માનીતો મનને મલકાવતો**
**લહેરોથી બાગને બ્હેલાવતો**
**પુષ્પપરાગ અમ અંતરને ખેંચતો**
**મીઠા સંદેશા એ કહેતો–એ ફુલડાં.**

**માતા માટે ગુંથીશ મોગરાની માળા**
**પિતાને પુષ્પો એ પ્યારા**
**દિલને ડોલાવે એ ડોલરિયો વીરને,**
**ભાભી પહેરાવશે એ માળા–એ ફુલડાં**

**વ્હાલો લાગે છે અમને કાંટાળો કેવડો,**
**ગુલાબ આંખને પ્યારો**
**સહિયરો સાથ મળી લેશું એ ફુલને,**
**સોહાય વેણીમાં સારો–એ ફુલડાં**

**અમને જાદુગરી એ જૂઇ છે પ્યારી,**
**મીઠી સુવાસ એની લાગે**
**કાંટા વિનાની સુવાસથી ભરેલી**
**અંતર આરામ એનો લાગે–એ ફુલડાં.**

**રમાદેવી**– ચંપુ, ઓ ચંપા, અહીં આવ તો તને કંઇ સુંદર દશ્ય દેખાડું.

**ચંપા**– જી બા, આવી (પ્રણામ કરે છે, રમાદેવી આશિષ આપે છે)

**રમાદેવી**– ચિરંજીવી રહે બેટા. જો, આ ઉગતી સૂર્યપ્રભા કેવી મનોહર લાગે છે? મારી ચંપા એવી જ મનોહર છે. અને જો હમણાંજ સૂર્યનારાયણ સોળે કળાએ પરિપૂર્ણ થશે. મારી ચંપા પણ સોળે વર્ષે કહો કે સોળે કળાએ પરિપૂર્ણ છે. ચંપા, આજ મારા હૃદયમાં કંઈ અવનવો આનંદ થાય છે. મારી ચંપા ખૂબ સુખી થશે એવો અંતરમાં ભાસ થાય છે. ચંપા, આજે તારી જન્મતિથિ. નિમિત્તે થોડાં બહેનોને આમંત્રણ આપેલ છે. તું અને ભાભી તથા તારી સહિયરો કંઈ કાર્યક્રમ ગોઠવશો ને?

**ચંપા**– જેવી આજ્ઞા, બા.

**કાશીડોસી**
**વ્રજકોરડોસી** } રમાબ્હેન કેમ છો, આવીએ કે?

**રમા**– હા હા, કાશીમા આવોને! આજ તો સવારમાં નવરાં થઇ ગયાં!

**કાશી**– આજે મંગળાના દર્શન કરતાં એમ થયું કે રમાબહેનને ત્યાં જતાં આવીએ.

(કાન્તા દોડતી દોડતી આવી ચંપાના ગળામાં હાર પહેરાવે છે) મ્હારાં નણંદની સો વર્ષની આયુષ્ય થજો. આશીર્વાદ આપે છે અને નણંદને ખૂબ ભેટે છે. વ્રજકોર આ બધું આશ્ચર્યથી જોઈ રહે છે અને કાશીને આંખના ઈશારાથી કહે છે, જોયું! કાશીબહેન, વહુદીકરીને

તો આમ રખાય. કાશી હાથના ઇશારાથી (મારાથી એમ બની શકે તેમ નથી,) રમાદેવી જોતી ન હોય તેમ–આંખ આડા કાન કરે છે, કાશીને વ્રજકોર મોઢું મરડતાં મરડતાં એક બીજાની સામુ જૂએ છે).

**વ્રજકોર**– (ટોળમાં) રમાબહેન, તમારી વહુદીકરીને જોઈ શેર લોહી ચઢે છે.

**કાશી**– હા, આંખ ઠરે એવી બન્ને છે પણ બહેન, વહુને નાચવાની ટેવ લાગે છે, નહિ?

**રમા**– મા, મને તો એવી નાચતી કૂદતી મૃગલી બહુ ગમે. ઘુવડની જેમ મોઢું ચઢાવી મારી સામે બેસે અને હું બ્હાર જાઉં એટલે છૂટકારાનો દમ ખેંચી હાહાઠીઠી કરે એવી વહુ અને એવી ટેવ મને ન ગમે.

**વ્રજકોર**– મને તો થોડી મર્યાદામાં રહે એવી વહુ જોઇએ. આટલી છૂટ મારાથી તો ન અપાય, બા.

**રમા**– એમાં તો મન મનનું કારણ છે. મન એવું છે કે જેમ વાળીએ તેમ વળે. તો પછી કોઇને દુઃખરૂપ શું કરવા બનવું જોઇએ? જુઓ બહેન, આજ તો મારી ચંપાની વર્ષગાંઠ છે, છોકરીઓએ કંઇક કાર્યક્રમ ગોઠવ્યો છે. તમે બન્ને આવશોને ચાર વાગે.?

**વ્રજકોર** / **કાશી** – હા, જરૂર આવશું. લ્યો ત્યારે, હવે અમે જાઇએ. આજ તો દર્શન કરતાં તમને બધાંયને યાદ કર્યાં છે. ભગવાન તમારૂ ભલું કરે. અમે હવે રજા લઇશું.

**રમા**– બન્ને આવજો હો. અમને દર્શનમાં યાદ કર્યાં તે માટે આભાર માનું છું.

**વ્રજકોર**– એમાં આભાર શેનો? એ તો પ્રેમ હોય તો એક બીજાને યાદ આવે (મોઢું મરડી બન્ને જાય છે. જતાં જતાં એક બાજુ છુપાઇ વાતો સાંભળે છે).

**ચંપા**– જોયું ભાભી, કેવી રમત ચાલતી હતી! જાણે આપણે જાણતાંજ નથી!

**કાંતા**– હા બહેન, સ્વભાવનું ઓસડ નથી. પણ મને બહુ આનંદ આવ્યો.

**ચંપા**– કારણ?

**કાંતા**– કારણ કે એ આપણને જોઈ ખુશી થયાં, એમને ગમત કરવાનું કંઈક સાધન મળ્યું.

**ચંપા**– અરે મારી ભાભી, તમને તો દરેકમાંથી સાર શોધવાની જ ટેવ, ખરૂંને?

**કાંતા**– ચંપા બહેન, એ વાત આપણે પછી કરશું. જુઓ, આજે તમારી વર્ષગાંઠ છે. આ નવીન વર્ષ, ઉગતી ઉષા જેમ સર્વને પ્રિય લાગે છે, તેમ મારાં ચંપાબા પણ બધાને પ્રિય લાગે અને આ સંસારમાં હંમેશાં બધાની ઉષારૂપ બની રહે એમ ઇચ્છું છું. પણ જો બા તમારા નામ પ્રમાણે એક અવગુણ નહિ લેતા.

**ચંપા**– કયો અવગુણ ભાભી? કહો કહો, હું તેને સત્વર તજી દઈશ. ભાભીની આજ્ઞા માથે ચઢાવવા તૈયાર છું.

**કાંતા**– જુઓ, ચંપા માટે કહેવાય છે કે "ચંપા તુજમેં તીન ગુણ, રૂપ રંગ ઔર વાસ; એક અવગુણ ઐસો ભયો, ભ્રમર ન આવે પાસ" જો બા! એવું નહિ કરતાં હો! મારી નણંદને માટે તો રાધામાધવનો યોગ જોઇએ છીએ, સમજ્યા?

**ચંપા**– ઓય મા! મને તો ડરાવી નાખી. મેં જાણ્યું કે મારામાં એવો તે શું અવગુણ હશે? પણ ભાભી, તેને માટે તમે બેફીકર રહેજો. તમારી ઉજળી આશા ઉત્તમ ફળ આપશે. તમારી પ્રેમભરી ભાવનાથી હું રાધા બની રહીશ. ઓ મારી ભાભી! તું કેવી પ્રેમની પ્રતિમા છે? જો ભાભી, તમારાં જેવી ભાભી હોય તેને તો—

**ભાગ્યવંત ભુવન ખરે, તમ પગલે કુસુમ સરે,**
**તમ હૈયામાં અમૃત ઝરે, ભાગ્યવંત ભાભી ખરે.**
**ભાભી મોહક મૂર્તિ દીસે,**

ચંદ્ર સમું એ મુખડું હસે,
ભાઇને મન પરી દીસે,
નણદી ઉર આરામ વસે-ભાગ્યવંત.

કાંતા-નણદી નાની છે સોહાગી,
નયણે જોતાં નેહ વહે,
વેણે વેણે મોતી ખરે,
ભાભી તણાં એ મનડાં હરે.

ચંપા-ભાગ્યવંત ભુવન ખરે, તમ પગલે કુસુમ સરે,
સુભગ જીવન સુભગ આલમ,
જહીં સુભગા સાથ કરે—ભાગ્યવંત.

કાશી અને વ્રજકોર } (બધા તાલ જોતાં ગુપચુપ ઊભાં છે. બન્ને એક બીજાના કાનમાં વાત કરે છે).

કાશી- આ શું કરે છે? નાચણીની જેમ નાચે છે. ઘરમાં પણ જાણે નાટક !

વ્રજકોર- હવેની તે કંઈ પ્રજા છે? કાશીમા, આપણા વખતમાં આવું કંઈ હતું ?

કાશી- નારે બાઈ, વહુદીકરી ઘરમાં કયાં છે, તે કોઈ જાણતું યે ન્હોતું. હવે તો કંઇ જમાનો આવ્યો છે, જમાનો.!!

વ્રજકોર- બાઈ, મારી ઉમેદનું શું થશે? આ વહુ તો એની આબરૂના કાંકરા કરશે. આ વહુના ચેનચાળાનો કાગળ તો મેં કયારનો લખી નાખ્યો છે. તીર બરોબર વાગશે. (બન્ને હસતાં હસતાં ગુપચુપ જાય છે).

કાંતા- ચંપાબહેન, બહુ મોડું થયું, આજે આપણે વ્હેલું તૈયાર થવું જોઇશે. ચાલો આપણે જઇએ.

## પ્રવેશ ૨જો

(સમય સાંજના ચાર બધા હારતોરા લઈને આવે છે. કોચખુરશીઓ ગોઠવેલ છે. શ્રીકૃષ્ણનું એક સુંદર મંદિર વચમાં મૂકેલ છે. ચંપાને બધા જુદા જુદા આશિષો આપે છે.)

**શોભના–** બહેન, સંસારની દીપિકા બનજે.

**વિમળા–** બહેન, ગરીબોની તારણહાર બનજે.

**મોંઘી–** બહેન, શાંતિની દેવી, પ્રેમની પ્રતિમા, અને દુ:ખિયાના આરામ રૂપ બનજે.

**મેના–** બહેન, શિક્ષણને શોભાવજે.

(કાશી અને વ્રજકોર પણ મોઢું મરડતાં બેસે છે. બીજા બધા હસતા હસતાં બેસે છે).

**રમા–** ચંપા, કાંતા, તમારો કાર્યક્રમ શરૂ કરો.

### ( સંવાદ, રાસ, નૃત્ય )

શ્રાવણ માસમાં કુંજવનની લીલવણી અનેરી છાઇ રહી છે. મયૂરો કળા ચડાવી
ગેલ કરી રહ્યા છે. ગોપીઓ શ્રીકૃષ્ણને રાસ રમવા માટે તેની મધુર મુરલીનો
નાદ સૂણાવવા માટે પોકારી રહી છે. તેની વિનંતી સૂણી કૃષ્ણ આવે છે.
હૃદયકમળની પાંખડીઓ ખુલી જાય છે.)

(સંગીત વિગેરે શરૂ થાય છે. ત્યાર બાદ રમાદેવી બધાને ચહાનાસ્તા માટે લઈ જાય છે, અને પાર્ટી વિસર્જન થાય છે. ત્યાં ટપાલમાં આવેલ કાગળ બાઈ આપી જાય છે).

**બાઈ–** બા, બહેનના સસરાનો કાગળ આવ્યો છે, જે બાપુજીએ આપને વાંચવા મોકલ્યો છે.

**રમાદેવી–** કાંતા, કાગળ વાંચ તો બેટા. (રમાદેવી કાગળ કાંતાને વાંચવાનું કહે છે, જે કાંતા વાંચી સંભળાવે છે).

**કાંતા**– રા. રા. વેવાઈ રજનીકાંત,

અમે કુશળ છીએ. આપ સહુ કુશળ હશો. બીજું અમે સાંભળ્યું છે કે ચંપાવહુ નૃત્ય સંગીત શીખી ઉછાંછળા બની ગયાં છે. ઘરમાં પણ આખો દિવસ નાટક ચેટકની જેમ ચેનચાળા કર્યા કરે છે અને બીજી ઘણી ન સાંભળી શકાય એવી વાતો સાંભળીએ છીએ, તે માટે ચંપાની સાસુ લખાવે છે કે ચંપાને ભણવાનું અને નાચ ગાયન બંધ કરાવી દેશો તો જ માગશર માસમાં લગ્ન રાખીશું. નહિ તો અમારે વિચાર કરવો પડશે.

લી. **વેવાઈ માધવદાસના**
યથાયોગ્ય વાંચશો.

( કાગળ વાંચતાં રમાદેવી તથા કાંતાની આંખમાં પાણી આવે છે. )

**રમાદેવી**– શું મારા ઉચ્ચ આદર્શ અને કેળવણી માટે ઉમેદ વેવાણના આ ઉદ્‌ગારો? બિચારાં કેટલાં ભોળાં છે કે બીજાનાં ચડાવ્યા ચડી જાય છે?

**કાંતા**– બા, લોકોએ તો રાજા રામ જેવાને પણ સીતાના સુખથી વંચિત કર્યા હતા. હૈયું હાથ ન હોય તો ઘણાયે ઘરભંગ કરાવવા આવે.

**ચંપા**– બા, ભાભી, તમે જરા પણ ચિંતા કરો નહિ. સંસારની સુખ દુ:ખની કસોટીમાંથી આપણે પાર ઉતરીએ ત્યારેજ શુદ્ધ બનીએ છીએ, એમ આપેજ મને શિખવ્યું છે ને? આપે આપેલા શિક્ષણથી હું મારાં સાસુને રીઝવી લઇશ. બા, આજથીજ સંગીત અને નૃત્ય બંધ કરી દઇશ અને ભણતર પણ બંધ કરીશ. બા, તમે મારા સસરાજીને લખાવી નાંખજો કે ચંપાએ આજથીજ આપની આજ્ઞા માથે ચઢાવી છે અને તે આપના ઘરના રીતરિવાજોને અનુકૂળ રહેવા તત્પર થઈ છે. બા, આપની પુત્રી કસોટીમાં શુદ્ધ સોનુંજ નીકળશે એ માટે બેફીકર રહેજો. (જાય છે.)

## પ્રવેશ ૩જો

(માનકોર ફઇબા તથા ઉમેદ અને તેની દિકરી પદ્મા, વાતો કરતાં આવે છે.)

**ફઇબા**– લે ઉમેદ, વહુના બાપનો કાગળ આવ્યો છે તેમાં લખે છે કે ચંપાએ ભણવાનું, સંગીત અને નૃત્ય આજથીજ બંધ કર્યાં છે અને આપણા બાપદાદાની આબરૂને જરાપણ આંચ આવે એવું નહિ કરે.

**ઉમેદ**– ચીબાવલી છે ચીબાવલી! ઇ મારા ઘરમાં આવી મારૂં શું ઉકાળવાની! આ તો સુરેશ માને નહિ એટલે લાચાર, બાકી મારૂં ચાલે તો આજેજ આ સગપણ તોડી નાખું. ઈ ભણેલી તો મારા ઘરનું નખોદ કાઢશે, નખોદ!

**પદમા**– બા, ભાઇના લગ્ન કયારે છે? ઓલી એ સુધરેલીને મારે જોવી છે. કેવી હશે? હેં બા?

**ઉમેદ**– હોય કેવી વળી! વાંદરા જેવી, આમથી આમ નાચશે ને ચાવી ચાવીને બોલશે. જીભ મીઠી પણ અંદરથી મેલાં, સમજી?

**ફઇબા**– હવે તમે માદીકરી વલવલ કરતાં છાનાં રહેશો? વહુ હજી આવી નથી ત્યાં આવી છે ને તેવી છે! તમે સાચું સમજતાં કયારે શીખશો?

**ઉમેદ**– હવે બેસો બેસો બાઇજી. સાચું સમજવાવાળા ન જોયા હોય તો. વહુ આવી નથી ત્યાં આટલું ઉપરાણું લ્યો છો, તો પછી મારૂં શું થશે? તમે ફઇભત્રીજો તો મારો જીવ લેશો, જીવ!

**ફઇબા**– જો ઉમેદવહુ, હવે આપણે મુખ્ય વાત પર આવીએ. ભાઈ કહેતા હતા કે સુરેશનાં લગ્ન માગશરમાં આવે છે, અને તમારી ઇચ્છા પ્રમાણે કાગળનો જવાબ આવી ગયો છે તો લગ્ન રાખશું ને?

**ઉમેદ**– મારે તો આ લગ્ન કરવાની ઇચ્છાજ નથી. પણ તમારા ભાઈ અને તમે ફઇભત્રીજો મારા મોંઢામાં આંગળાં નાંખી હા પડાવો પછી શું થાય? મને તો ઈ નાચણી, તમારી સુધરેલી ગમતી જ નથી. વજકોર કેવું કેવું લખતી'તી! સાંભળીને રૂંવાં ઊભાં થઇ જાય!

**પદ્મા**– બા, લગ્નની તો હા જ પાડજો હોં. સારાંસારાં કપડાં, ઘરેણાં પહેરવા મળે. કેમ ફઇબા! મારા સમ છે બા, ના પાડો તો!

**ઉમેદ**– ભલે કરો લગ્ન, બધાંની મરજી છે તો, અને ચાખો મઝા. હરિ કરે તે ખરૂં. બીજું શું?

## પ્રવેશ ૪થો

(ચંપાનાં લગ્ન થઇ ગયાં છે અને સાસરે આવેલી છે. ચંપાની સાસુ તથા નણુંદ આવે છે).

**ઉમેદ**– પદ્મા, જા ભાભીના ઓરડા પાસે જઈ સાંભળ જોઈએ, ભાભી શું વાતો કરે છે! જો બરાબર સાંભળજે હોં! અને આ વાત બીજા કોઇને કહેતી નહિ. (પદ્મા અંદર જાય છે અને થોડી વાર પછી પાછી આવે છે).

**પદ્મા**– બા, ભાઈ ભાભીને કહેતા હતા, કે તું તો મારા અંતરનો આરામ છે. આ ઘર તારૂં છે. તું જરાયે મૂંઝાતી નહિ. બાનો સ્વભાવ આકરો છે, તેનું કંઈ મનમાં લાવવું નહિ.

**ઉમેદ**– પછી ભાભીએ શું કહયું?

**પદ્મા**– ભાભી કહે, કે તમારો પ્રેમ છે એટલે આ ઘર મારૂં સ્વર્ગ છે. બા બાપુજી તો મારાં પૂજ્ય છે. એ બોલશે એનું મને ખોટું નહિ લાગે.

**ઉમેદ**– હા, હા! આવી મોટી પંડિતાણી! એને તો મીઠું મીઠું બોલી મારા દીકરાને વશ કરવો છે. અને દીકરો પીટયો બાયલો કહે છે કે આ ઘર તારૂં છે. શું મારા જીવતાં એનું ઘર! એવું થાય છે કે વહુનો ટાંટીઓ ઝાલી બહાર કાઢી મૂકું. સવારના વાત છે એની!!

## પ્રવેશ પાંચમો

(ચંપા વહેલી ઊઠી ઘરનું બધું કામકાજ કરી પદ્માને ઉઠાડવા આવે છે. પદ્માના માથાપર ધીમેથી હાથ ફેરવે છે.)

(૧) જાગને જાદવા, કૃષ્ણ ગોવાળિયા,
તુજ વિના ધેનમાં કોણ જાશે?
ત્રણસેંને સાઠ ગોવાળિયા ટોળે મળ્યા,
વડો રે ગોવાળિયો કોણ થાશે—જાગને

(૨) તમે જાગો પદ્મારાણી
મારી નણંદ છે ચતુર સુજાણ—તમે

જાગો જૂઓ આ પ્રભાત થયુંને
મયૂર મધુરા બોલે,
કુહૂ કુહૂ કરતી કોયલ બોલે
પદ્માનું મન ડોલે—તમે જાગો

**પદ્મા**– ઉંહું! આમ રાગડા તાણતાં સૂવા દેશો કે નહિ! ભાભી, સવારના પહોરમાં આ શું ટાયલાં! ઘરમાં કંઈ કામ નથી શું? બા સાંભળશે તો સાત પેઢીની સંભળાવશે, સમજ્યાં? તમારાં આ ટાયલાં તમારા બાપને ત્યાં રાખજો.

**ચંપા**– બહેન, ઘરનું કામ તો કયારનું થઈ ગયું છે. અને બાને માટે પૂજાની સામગ્રી તૈયાર છે અને તમારે માટે ચાહનાસ્તો પણ તૈયાર છે. ચાલો, તમે તૈયાર થાઓ.

**પદ્મા**– બા ઊઠયાં છે?

**ચંપા**– લ્યો હું જોઇ આવું, (ઉમેદ આવે છે, ચંપા પગે લાગે છે) બા, પ્રણામ કરૂં છું.

**ઉમેદ**– 'મોઢે મીઠા અને પેટમાં છૂરી' એ મને નહિ ચાલે, મારા જીવતાં આ ઘર' તમારૂં શેનું? હું બોલુ, હું મરી ગઈ છું? 'મારૂં ઘર મારૂં ઘર કરો છો તે બાપને કહેવું હતું ને મહેલ આપવાનું! સાસુનો સ્વભાવ આકરો છે તો શું તને પાટલો માંડી પૂજું? સાસુનું કહેલું મનમાં ન લેવું હોય તો કાલથી જૂદું ઘર માંડો. (ચંપા આભી બની જાય છે. એને કંઈ સમજ નથી પડતી.)

**ચંપા**– પણ બા, મારો કંઈ અપરાધ થયો હોય તો માફ કરજો. બા, ચહા તૈયાર છે. આપને માટે લાવું? (ઉમેદ જવાબ આપ્યા વિના ગુસ્સામાં અંદર ચાલી જાય છે. ચંપા ઊંચુ જોઈ નિરાશ બની) હે પ્રભુ! આ બધાંને શાંત કરજો.

## પ્રવેશ છઠ્ઠો

(થોડા મહિના પછી)

**સમય:**—બપોર.

**ચંપા**– પદ્માબહેન, આવો તમારૂં માથું ઓળી આપું ને જૂઓ તમારે માટે હું કંઈક લાવી છું. (સેન્ટ રૂમાલ વિગેરે આપે છે. પદ્મા ખૂશ થઈ જાય છે). પદ્માબહેન, તમે વાર્તા સાંભળી છે?

**પદ્મા**– હેં વાર્તા! વાર્તા એટલે શું? બાપુજી અને બા રોજ મોટા ઘાંટા પાડી સામસામા બોલે છે એ વાર્તા કહેવાય?

**ચંપા**– ના, એને તો કજિયો કહેવાય. જુઓ, તમને એક વાર્તા કહું.

"એક હતો રાજા. તે બહાદુર લડવૈયો હતો. તેણે પોતાના પરાક્રમથી ઘણાં રાજ્યો જીત્યાં હતાં. તે ધર્માત્મા, સત્યવાદી, અને દાનેશ્વરી હતો. તે એક દિવસ નગરચર્યા જોવા નીકળ્યો અને જેવો એક મોટા ઘર પાસેથી પસાર થાય છે ત્યાં તેને કાને શબ્દ પડયા, કે "હું તો એવી પરાક્રમી છું, કે મોટા રાજા મહારાજાને નમાવું" રાજાએ ઊંચું જોયું તો એ ઘર નગરશેઠનું હતું અને તેની મોટી દીકરી તેની સહિયરોને આ પ્રમાણે કહેતી હતી." હવે બહેન કાલે કહીશ.

**પદ્મા–** ના ભાભી આજે જ પૂરી કરો.

**ઉમેદ–** (અંદરથી) ચંપા ઓ ચંપા! કાન બહેરા છે, કે સાંભળો છો!

**ચંપા–** જી બા, આવી. બહેન, કાલે વાર્તા કરીશ હો.

**ઉમેદ–** કેટલી બૂમો પાડી? ચાલ પદ્મા, સૂઈ જા અંદર. ચંપા, જરા મારા પગ દાબો તો.

**ચંપા–** (પગ દાબતી થોડી વાર પછી) બા! હું આપની પાસે ભાગવત કે રામાયણ વાંચું?

**ઉમેદ–** રામાયણ તો તમે આવ્યાં ત્યારથી જ વંચાય છે ને? ચંદ્રકાંત વાંચો જરા. (ચંદ્રકાંતની ચોપડી લેવા ચંપા અંદર જાય છે. મણી, જશોદા, ડાહી, મંછા, પાડોશણો મળવા આવે છે)

**મણી–** કાં ઉમેદકાકી, શું કરો છો?

**ઉમેદ–** આવો આવો મણી, જશોદા, ડાહી, મંછા, આજે તમે ભૂલાં પડયાં!

**મણી–** આજે એમ થયું કે કાકીને મળી આવીએ.

**જશોદા–** ઉમેદકાકી, હવે તો તમને વહુ આવ્યાં એટલે શાંતિ મળી ને?

**ઉમેદ–** શાન્તિ? શાન્તિ મારા નશીબમાં છે જ કયાં?

**ડાહી–** હું કાકી, વહુ નૃત્ય કરે છે કે નહિ?

**ઉમેદ–** ઈ મારી પાસે નૃત્ય બૃત્ય ન હાલે. ઈ નૃત્ય કરે તો ટાંટિયો જ તોડી નાખું.

**મંછા–** તે ઈ નૃત્ય કરતી હોય તો કંઈ આપણને કહે? કાં મણી, ખરું ને?

**ઉમેદ–** ના રે ના, ઈ છાકટાવેડા મારે ત્યાં ન ચાલે. ઘરમાંથી જ કાઢી મૂકું.

**મણી**– ઉમેદકાકી, વહુને બોલાવો તો ખરાં, અમારે જોવી છે લગ્નને છ મહિના થયા પછી મેં તો વહુને જોઈજ નથી.

**ઉમેદ**– ચંપા! ઓ ચંપા, અહિં આવ. જો તને મળવા આવ્યાં છે.

**ચંપા**– જી બા! આવી. (ચંપા ચંદ્રકાંતની ચોપડી લઈ આવે છે અને બધાંને પગે લાગે છે).

**મણી**– કાકી, વહુ આમ ઉપરથી તો સારાં લાગે છે.

**ઉમેદ**– હા, ઉપરથી તો અચ્છી બની હુ, ભીતર કી તો રામજી જાણે. ચંપા, બધાં માટે નાસ્તો લાવ.

**મંછા**– ના કાકી, અમે બધાં આજે જમવા જવાનાં છીએ. બીજી વખતે નિરાંતે આવીશું.

**ઉમેદ**– ભલે ત્યારે વહુ, રહેવા દે. લ્યો આવજો બધાં. (બધાં જાય છે. ચંપા ચંદ્રકાંત વાંચે છે, ઉમેદ સાંભળે છે.)

**ઉમેદ**– ચંપા, મને બહુ ઠંડી લાગે છે. જરા ઓઢવાનું લાવ તો.

**ચંપા**– બા! ચાલો, હું આપને અંદર બધી તૈયારી કરી આપું. પાછળથી આપને ઉઠવાની તસ્દી પડશે.

**ઉમેદ**– તે તારે મને ત્યાંજ સુવાડી રાખવાનો વિચાર છે કે શું?

**ચંપા**– ના બા, આપને ત્યાં વિશેષ આરામ મળશે. (બન્ને જાય છે)

## પ્રવેશ સાતમો

(ઉમેદના મંદવાડને ત્રણ મહિના થઈ ગયા છે. ચંપા દિવસરાત ઉજાગરા કરી સાસુની ખૂબ કાળજીપૂર્વક સેવા કરી રહી છે.)

**પદ્મા**– ભાભી, આજ ત્રણ મહિના થયાં તમે બિલકુલ આરામ લીધો નથી. દિવસ કે રાત કંઈ જોતાંજ નથી. તમે ન હોત તો બા બચત નહિ. બાને આજે તાવ જરા ઉતર્યો છે અને ઊંઘ પણ આવી છે. તમે થોડો વખત સૂઈ જાઓ. હું બા પાસે બેસું છું.

**ચંપા**– બહેન, તમે તમારો અભ્યાસ કરો. હું બા પાસે બેસું છું, એટલે મને ઘણી શાંતિ વળે છે. ઊંઘ તો મને બહેન, બા હાલતાં ચાલતાં થશે ત્યારે આવશે. તમારો કેટલો અભ્યાસ થયો, જોઉં!

**પદ્મા**– તમે મને જે પાઠ શીખવ્યા છે તે બધા બરોબર આવડે છે અને હવે તો નાની નાની વાર્તાઓ પણ વાંચું છું. તમે આપેલ શ્લોકો પણ મોઢે થઇ ગયા છે. કાલે ભાઈ પાસે બધા શ્લોકો બોલી ગઈ હતી. ભાઈ તો એવા ખૂશ થઈ ગયા કે મને પચીસ રૂપિયા ઇનામના આપ્યા. ભાભી, હવે મને ભણવામાં બહુ આનંદ આવે છે. થોડા વખતમાં તો તમારા જેટલું શીખી જઇશ, એમ ભાઈ કહેતા હતા. હેં ભાભી, એ ખરૂં છે?

**ચંપા**– હા બહેન, એ ખરૂં છે.

**પદ્મા**– ભાભી, તમે મને કેટલા દિવસો થયા વાર્તાઓ નથી કરી. બા માંદાં છે એટલે તમારા વગર કોઈ પ્રભાતિયાં ગાઈ ઉઠાડતું પણ નથી. અને મારાથી વહેલું ઉઠાતું નથી. ભાભી! બા સાજાં થઈ જશે ને?

**ચંપા**– બા હવે પંદરવીશ દિવસમાં સાજાં થઈ જશે. પછી હું તમને રોજ પ્રભાતિયાં ગાઈ વહેલાં ઉઠાડીશ હોં!

**પદ્મા**– હેં ભાભી! તમે 'જાગ ને જાદવા' એકનું એક દરરોજ કેમ ગાઓ છો? એનો અર્થ મને કહેશો?

**ચંપા**– 'જાગને જાદવા' એટલે હે જીવ, તું જાગ. તારૂં રક્ષણ પરમાત્મા કરે છે. પણ તું કર્મ કર્યા વગર પરમાત્માની ગતિને કેવી રીતે પામીશ? અને ત્રણસેં ને સાઠ દિવસમાં એવો કયો ભાગ્યશાળી દિવસ આવશે કે જ્યારે તું પરમાત્માનું ખરૂં સ્વરૂપ સમજે, જ્ઞાનરૂપી ચક્ષુ ઉઘાડે, અને આ સંસાર જે ઝેરવેરથી ભરેલો છે તેમાંથી સત્ય માર્ગ શોધી પરમાત્માનું સાન્નિધ્ય મેળવે?

**પદ્મા**– અરે ભાભી, તમે કેટલા જ્ઞાની છો? તમે આવાં જ્ઞાની હશો એનો અમને સ્વપ્નેયે ખ્યાલ ન્હોતો. બા તો હંમેશાં તમને નાચણીજ કહેતાં. અને ભાભી, તમને ખબર છે? બા તો લગ્ન કરવાની ના જ પાડતાં હતાં. વજકોર માસીનો કાગળ આવ્યો હતો તે વાંચી બાનો

ગુસ્સો ક્યાંય સમાતો ન્હોતો. મેં સોગંદ આપ્યા અને ભાઈનો દૃઢ વિચાર હતો, એટલે બાએ હા પાડી. ભાભી! તમે જો ન મળ્યા હોત તો અમારૂં શું થાત? જુઓ ભાભી, ભાઈએ તમારે માટે મને એક ગાયન બનાવી આપ્યું છે, ગાઉં કે?

**ચંપા–** હા ગાઓને, પણ સબૂર કરો. હું જોઈ આવું કે બા સૂતાં છે કે કેમ? (અંદર જઈ પાછી આવી) બા શાંતિથી ઊંઘે છે. લ્યો, ગાઓ બ્હેન.

**પદ્મા—**

દિલના દીપક છો રે ભાભી મારા
દિલના દીપક છો

હાંજી મારી આંખોના તારા તમે છો
દિલના દીપક છો

જ્ઞાનરૂપી ચક્ષુ આપી ઉગારી મને
કીધો અતિ ઉપકાર

ભાભી સલૂણાંને હૈયે ધરીશ હું
ભૂલું નહિ એનો પાડ–હાંજી

**ઉમેદ–** (અંદરથી) ચંપા, બેટા.

**ચંપા–** જી બા આવી. જુઓ બહેન, બા જાગ્યાં. ચાલો આપણે ત્યાં જઈએ. (ચંપા ઉમેદને ખુરશીમાં બેસાડી બહાર લાવે છે.)

**ઉમેદ–** દીકરા ચંપા, તું મારી ત્રણ ત્રણ મહિના થયા સતત સેવા કરી રહી છે. તું ન હોત તો હું મરી જાત.

**ચંપા–** બા, એવું શું બોલો છો? હું મારી ફરજ સિવાય કંઈ વિશેષ નથી કરતી. પરમાત્મા તમને લાંબું આયુષ્ય આપો એજ મારી પ્રાર્થના છે.

**ફઇબા**— ચંપા, આજ તમારાં સાસુને કેમ છે! અરે!, આજ તો બહાર આવ્યાં ને શું?

**ચંપા**— ફઇબા, હવે તાવ ઉતર્યો છે અને ઉંઘ પણ સારી આવે છે. ઇશ્વરેચ્છાથી હવે થોડા દિવસમાં આરામ થઇ જશે.

**ફઇબા**— વહુ, તમે અમારી લાજ રાખી છે, તમારા સિવાય આવી ચાકરી કોણ કરત? (ઉમેદને) વહુએ એની કાર્યકુશળતાથી તને બચાવી લીધી છે હો ઉમેદ?

**ઉમેદ**— આજે મારો આનંદ સમાતો નથી, વહુ તો મારી ગૃહલક્ષ્મી છે. મારા ઘરની દેવી છે. બાઇજી, તમે એના માબાપને કાગળ લખાવો કે મને જોવા અને ચંપાને મળવા આવી જાય. એના ભાઇભાભીને પણ ખાસ આગ્રહ કરી તેડાવજો. એક વર્ષ થયાં ચંપાને જોઇ નથી એટલે ચિંતા થતી હશે. અને જો, આજથી બધો ઘરનો કારભાર અને મારી પદ્માને પણ વહુને સોંપી દો. આજથી એ એની ખરી મા અને ઘર પણ એનું જ.

**ફઇબા**— હા વહુ, આજથી તું ગૃહરાણી. બેટા, તારી માતાએ જેમ તને કેળવણી આપી છે તેવી જ આપણી પદ્માને તું કેળવજે. તું એની ખરી મા. વહુ, અમારા ઘરનો દીપક બની તેં બધાંને પ્રકાશમાં આણ્યાં છે.

**ચંપા**— બા, ફઇબા, તમે વિશેષ બોલી મને ન શરમાવો. મારામાં તો કંઇજ નથી. આ બધું તમારો પ્રેમ બોલાવે છે. હું આપને બન્નેને પગે લાગું છું. મને આશિષ આપો કે મારા કર્તવ્યમાંથી હું કદી ન ડગું.

**ઉમેદ**— તારી સર્વ ઇચ્છા પ્રભુ પાર પાડશે બેટા. તું સાત દીકરાની મા થજે.

**ફઇબા**— ચાલો, ત્યારે હું જાઉં છું અને વેવાઇને કાગળ લખાવી નાખું છું. (જાય છે)

## પ્રવેશ આઠમો

(પાડોશણો ખબર કાઢવા આવે છે)

**ડાહી**– કેમ છો ઉમેદકાકી?

**ઉમેદ**– ઠીક છે આ વહુના પ્રતાપથી. આવો બેસો.

**ડાહી**– ઉમેદકાકી, ગામને મોઢે ગળણું બંધાય છે? જુઓને બધાં કહે છે કે તમારાં વહુદીકરો થોડા દિવસમાં જૂદાં થવાનાં છે. ભલા, ખરી વાત!

**મંછા**– હા અને વળી કહે છે કે સાસુવહુ રોજ લડે છે. એક બીજા સાથે બોલતાંય નથી. કાં મણી, તેંય સાંભળ્યું છે ને?

**મણી**– હા, મેં પણ સાંભળ્યું તો છે. હેં ઉમેદ કાકી, ખરી વાત છે? વહુ મોઢેથી તો બહુ રાંક લાગે છે.

**ઉમેદ**– (એકદમ ઉશ્કેરાઇ જાય છે.) જો ગામને મારી ઈર્ષા થતી હોય તો કહી દેજો કે આંખમાં મીઠુંમરચાં નાખી ઉંઘી જાય. જો વાતો કરનાર ન જોઈ હોય તો? અમે તો બાઈ, ઘરમાં કંઈ જાણતાં નથી. ગામને તો કોઇનું સારૂં જોવું નથી. કાળજાકુટીઓને ઘર ભંગાવવાં છે ઘર, પણ આ ઉમેદ પહેલાંના જેવી હવે કાચી નથી, સમજ્યાં? તમે તમારે ઘેર શાંતિથી પહોંચી જાઓ, નહિ તો મારા મોઢાની બે ચાર સાંભળશો.

**મણી**– કાકી, જ્યારે વાત કરીએ ત્યારે સહુને રેલો આવે પણ તમારી વહુ આજ દિવસ સુધી તો ખૂબ નાચી છે. હવે સતીનો સાળુ પહેર્યો હોય તો કોણ જાણે!

**ઉમેદ**– તમારૂં ચાલે તો મારૂં રતન જરૂર ઝુંટવી લ્યો, પણ મારી બાઈ, વિચાર તો કરો કે મીરાંદેવી પણ ગીરધરલાલ પાસે નાચતાં હતાં. રાણી સોનબાઇએ ચાંપારાણાને નાચ કરીને મોતની શૂળી ઉપરથી ઉગાર્યો હતો. અને એવી રીતે ઘણીયે કન્યાઓ તથા રાજપૂતાણીઓએ એ કળાથી પોતાના કુટુંબોને દુ:ખમાંથી બચાવી લીધાં છે. નાચગાન એ તો એક

કળા છે, સમજ્યા? આજ તો જેમ ફાવે તેમ બોલ્યાં છો પણ બીજી વાર જો મારી પાસે મારી વહુની વિરૂદ્ધ કંઈ બોલ્યાં છો તો આ કાકી કોઈથી ગાંજી જાય એમ નથી સમજ્યાં કે?

**ડાહી**– કાકી, અમારી ભૂલ થઈ, માફ કરજો. તમે પહેલાં તો વહુની વિરૂદ્ધ અમારી પાસે ખૂબ બોલતાં અને અમારી વાતો શાંતિથી રસપૂર્વક સાંભળતાં. અમને શું ખબર કાકી, કે તમે બદલાઈ ગયાં છો? તમારી વહુ માટે તો અમને માન છે પણ આ તો ગામની વાતો કરી છે, અમારી નથી. કાંઈ ગામને મોઢે ગળણું બંધાય છે? જો કાકી કંઈ મનમાં લાવતાં નહિ હોં. આ વાતમાં અમારો એકે શબ્દ નથી.

**જશોદા**– આ તો ઉમેદકાકી, તમે અમારાં એટલે તમારે મોઢે વાત કરી, નહિ તો ભલા કંઈ કોઈને મોઢે કહેવાય? આ તો વાત સાંભળીને પેટમાં બળતું હતું એટલે તમારી પાસે ખુલાસો કર્યો.

**ઉમેદ**– ઘણાય પીટયા સાસુ-વહુને લડાવી મારનાર હોય છે. તમે તો બાઈ, વાત કરી પણ સાસુ-વહુ કાળજાં ઠેકાણે ન રાખે તો તમારા જેવીઓ ઘર ભંગાવી નાખે. મારી વહુ તો લક્ષ્મી છે લક્ષ્મી.

**બધા**– ભલે કાકી, હવે અમે જઈશું. (જતાં જતાં)

**મણી**– આ ઉમેદકાકી! પત્થર પીગળે પણ એ ન પીગળે, તેને આ ચંપા વહુએ વશ કરી લીધાં. જોયું ને મંછાબહેન, સાચી કેળવણી આનું નામ. (જાય છે)

## પ્રવેશ નવમો

(ચંપાનાં મા, ભાભી વિગેરે આવેલ છે. ઉમેદ બધાં સાથે ખૂબ આનંદથી વાતો કરતી આવે છે).

**ઉમેદ**– તમારી ચંપાએ તો મારૂં કુળ ઉજાળ્યું, રમાબ્હેન! તમે તો દૂધ પીને દીકરી જણી છે. મારી વહુ જેવી સહુને વહુ હોજો.

**રમાદેવી**– ઉમેદબ્હેન! એ તો તમારા બધાનો પ્રેમ એની ઉપર બહુ છે, એટલે એમ બોલો છો. બાકી બાળક તો વાંકથી ભરેલું જ હોય ને!

**ઉમેદ**– ના રમાબહેન, ચંપા તો મારે સો ટચનું સોનું છે સોનું. મારી પાડોશણો અમારૂં સુખ જોઇ એવી બળી ગઇ છે કે અમને કજિયો કરાવવા ચોવીશે કલાક તૈયાર રહે છે. પણ મારી ચંપામાં કાંઇ વાંક હોય તો હાથમાં આવે ને? કરે તે ભરે. કેમ રમાબહેન! આપણે શું?

**રમાદેવી**– ઉમેદબહેન, તમારા જેવું સમજુ તો કોઇક જ હોય. બાકી લોકો તો ગળું કાપી મીઠાનું પાણી છાંટે એવા છે.

**ઉમેદ**– આજે મેં ચંપાને કહ્યું તો છે કે બધાને આજે તારી કુશળતા દેખાડ. જોઉં, બધી તૈયારી કરી કે નહિ?

**રમાદેવી**– હા, ચાલો.

(ચંપાએ રાધાકૃષ્ણનો એક ભાગ ગોઠવેલ છે તેમાં વ્રજકોર, કાશી વિગેરેને આમંત્રણ આપેલ છે. બધાં આવે છે.)

**ઉમેદ**– આવો આવો બધાં (બધાં બેસે છે).

**માણેક**– ચંપાનો તો મારી ઉપર બહુ ઉપકાર છે; મારો બાબુ માંદો પડયો, એને પાંચ ડીગ્રી તાવ હતો ત્યારે મેં લવીંગમરી તેને માથે મૂકેલાં અને બાબુ તો આકુળવ્યાકુળ થાય. ત્યાં ચંપા વહુ આવ્યાં અને તુરત આઇસ માથે ફેરવવા માંડયું અને મારા બાબુને આરામ થયો ત્યારથી તો હું એને દેવી જેવી માનું છું.

**ગંગા**– હું પણ એમને દેવી જેવી લેખું છું. મારા પ્રબોધને આંચકી આવતી હતી ત્યારે તેણે જ એને રાઇના ટબમાં બેસાડયો હતો અને કંઇ દવા પણ આપી હતી. ત્યાર પછી કોઇ દિવસ આંચકી આવી નથી; આવાં કામો તો એમણે ઘણુંય કર્યાં છે, તેનું કંઇ વર્ણન થાય? એનો ઉપકાર ભુલી શકાય તેમ નથી.

**ગોમતી**– બહેન, મારા ધણી દશ વર્ષ થયાં માંદા છે. સગાંઓ પાસે માગીને જેમતેમ ગુજરાન ચાલતું, પણ સગાં તો તમે જાણો છો ને? અને તેથી મને આપઘાત કરવાનું મન થતું, પણ ચંપાબહેનને આ બધી વાત કરી એટલે એણે થોડું શીવણભરત વિગેરે હુન્નરઉદ્યોગ

શીખવાડયા અને સ્વદેશી સ્ટોર્સમાં વેચવાની સગવડ કરી આપી ત્યારથી મારી ગરીબાઈની ભૂખ ભાંગી અને મને નવી જીંદગી મળી છે. તે માટે હું ચંપાબહેનનો જીંદગી સુધી ઉપકાર ભૂલી શકું એમ નથી.

**વ્રજકોર**– કાશીબહેન, ચંપા કંઈ અજબ છે, હો! એને માન આપ્યા વગર રહેવાતું નથી.

**કાશી**– હા વ્રજકોર બ્હેન, મારૂં મન પણ ફરતું જાય છે.

**જસોદા**– શું એનો વિવેક છે? મારી રૂપાંને તો હું તેની પાસે શીખવા મોકલીશ.

**મણી**– હું પણ મારી વહુને મોકલીશ.

**ડાહી**– હું તો આખા લત્તાની વહુદીકરીઓને કહીશ કે ચંપા જેવાં થાઓ અને બધાંને કહીશ કે ખરી કેળવણી તે આનું નામ.

**મંછા**– બાઈ, મારી હીરાને તો આજથી અહીં રાખી જઈશ. એવી હઠીલી છે કે મારા માથામાં સવાશેર મરચાં ભરે છે; આ ઉમેદકાકી તો ભાગ્યશાળી કે વહુ ચતુર મળી અને ગાંડા જેવી દીકરી પણ ડાહી થઈ.

**ઉમેદ**– વ્રજકોર! તમે તો મને ઘણોય કાગળ લખ્યો તો અને મેં મારૂં બનતું કર્યું પણ ઈશ્વર સમો કે રત્ન ખોવાયું નહિ. એ બધો ધન્યવાદ મારા દીકરાને ઘટે હો!

**વ્રજકોર**– દીકરાનો શેનો? વહુજ હીરો કે તમને બધાં ઓથડને પ્રકાશમાં આણ્યાં. બોલો, બધાં ચંપા વહુનો જય. ચંપા વહુનો જય.

**પદ્મા**– બા, માસી, હવે ભાભીએ બનાવેલો રાધાકૃષ્ણનો અભિનય શરૂ થાય છે. શાન્તિથી જુઓ.

(રાધાકૃષ્ણનો અભિનય)

**વિશાખા**– જો, જો! સખી સાંભળ, એ મોહિ બસીસૂર. ચાલ, ચાલ.

**રાધા**– સખી વિશાખા, તું મને ખરા હૃદયથી ચાહતી હો તો એનું નામ મારી પાસે નહિ લેતી.

**વિશાખા**– ઓ, રોષદર્શિકા ! આ રોષ કેટલો સમય ટકશે ? આ રૂસણાં કયારથી શરૂ થયાં ?

**રાધા**– તેં જોયું નહિ, ગઈ કાલે સઘળી ગોપીઓના સાથમાં મને મોટું પદ આપી પટરાણી બનાવી. અને નિર્જન વનમાં લઈ જઈ ઝાડપર લટકાવી દીધી. બધી ગોપીઓ સમક્ષ મારો ગર્વ ઉતાર્યો. મને હલકી પાડી. હવે તો એનું નામ નહિ દઉં. એના વર્ણની ચીજને નહિ અડું. એની યાદગીરીનું એક પણ ચિહ્ન મારી નજર સમક્ષ નહિ પડવા દઉં.

ગાયન.

**શ્યામ રંગ સમીપે ન જાવું મારે આજ થકી**
**કસ્તુરીનું તિલક ન ચોડું**
**કાજળ ન આંખમાં અંજાવું — મારે**

**મેઘ ઘટા નહિ નિરખું નજરે**
**રાતની કાળાશ નહિ ભાળું હવે આજ થકી — શ્યામ**

**નાગ ફણી સમ વેણી ન ગુંથું**
**એ કાળિયાનું નામ ન ઉચ્ચારૂં — હવે આજ થકી**

**શ્યામ રંગ સમીપે ન જાવું હવે આજ થકી — શ્યામ**

**વિશાખા**– ઓહો ! બહુ ક્રોધે ભરાયલી દેખાય છે ! ભલે ત્યારે હું પણ તારી સાથમાંજ છું.

(શ્રીકૃષ્ણુ માલતીવેશે આવે છે અને રાધાને રીઝવે છે. રાધા તેને ઓળખી જાય છે અને ક્રોધ આનંદમાં ફેરવાઈ જાય છે. શ્રીકૃષ્ણુ બંસીના મીઠા સૂર છોડે છે. ગોપીઓ એક પછી એક આવે છે અને રાસ શરૂ થાય છે.)

**ગાયન.**

(એક એક કૃષ્ણુ એક એક ગોપી)

**એ બંસીનાદ ગાજે એ બંસીનાદ ગાજે**
**ગોપી ચાલી વૃંદાવનની કુંજમાં.**

**કોઈએ મૂકી સાડી, કોઈ ભાન ભૂલી ભારી.**
**કોઈ ચડી અટારી, કોઈ ચડી છે બારી,**
**— એ બંસીનાદ ગાજે**

**કોઈએ મૂકયા બાળ, કોઈએ મૂકયા ભરથાર,**
**કોઈએ ન જોઈ રાત, સૌ નીસરી ઘરની બહાર,**
**— એ બંસીનાદ ગાજે**

**ગોપી જાય દૂર વેગે અંધારે પ્રકાશ દેખે**
**મુખે કૃષ્ણુ કૃષ્ણુ કહે છે, સાનભાન સહુ ભૂલે છે,**
**— એ બંસીનાદ ગાજે**

**એક એક કૃષ્ણુ એક એક ગોપી,**
**સૌ કોઈ માને છે એ તો કૃષ્ણુ ગમતી રહેતી,**
**રાત, છ, ની કીધી રાત, રમ્યા ગોપીઓની સાથ**
**રાસ રાસેશ્વર બન્યા એક રૂપ ત્યાં**
**એ બંસીનાદ ગાજે, એ બંસીનાદ ગાજે**
**ગોપી ચાલી વૃંદાવનની કુંજમાં.**

(પ્રેક્ષકવર્ગ તાળીઓના ગડગડાટ વચ્ચે ચંપાદેવીનો જયઘોષ બોલાવે છે. પ્રયોગ સમાપ્ત થાય છે. બધા આનંદમંગળ કરતાં ઘેર જાય છે. ચંપાદેવી બધાના મગજમાં સામ્રાજ્ય ભોગવી રહી છે. ચંપાદેવીના જયઘોષ કરતાં બધાં જાય છે.)



# રામ જન્મ-સીતા મિલન

## પુરૂષ પાત્રો

| | | |
|---|---|---|
| વિષ્ણું | : | ભગવાન વિષ્ણું |
| દેવતાઓ | : | બ્રહ્મા, મહાદેવજી અને બીજા દેવો |
| રાજા દશરથ | : | અયોધ્યા ના રાજા |
| રામ | : | દશરથ રાજા ના મોટા પુત્ર |
| લક્ષ્મણ | : | દશરથ રાજા ના નાના પુત્ર |
| વિશ્વામિત્ર | : | રૂષિ |
| વશિષ્ટ | : | રાજ ગુરૂ |
| | | કવિ, નગરજનો સીપાઈ વિગેરે |

## સ્ત્રી પાત્રો

| | | |
|---|---|---|
| લક્ષ્મીજી | : | ભગવાન વિષ્ણું ના પત્ની |
| પાર્વતી | : | મહાદેવજી ના પત્ની |
| કૌશલ્યા | : | દશરથ રાજા ની પટરાણી |
| કૈકેયી | : | દશરથ રાજા ની માનિતિ રાણી |
| સુમિત્રા | : | દશરથ રાજા ની રાણી |
| સીતા | : | જનક વિદેહી ની કન્યા |
| સગુણા માલતી અને બીજી સખીઓ | } | સીતાજી ની સખીઓ |

# રામ જન્મ

## અંક પહેલો

### પ્રવેશ પહેલો

(લક્ષ્મી અને વિષ્ણુ બેઠેલાં છે)

**વિષ્ણુ**– લક્ષ્મીજી, મને કોઇ યાદ કરતું હોય, મારી સહાય માગતું હોય એમ મને લાગે છે.

**લક્ષ્મીજી**– મહારાજ, વળી હશે કોઈ દુ:ખી.

**વિષ્ણુ**– હા, પણ મારે તો તેમને સહાય કરવી પડશે, મારે તેઓ બોલાવશે ત્યાં જવું પડશે.

**લક્ષ્મીજી**– જોજો, રખે મને હેરાન કરતા!

**વિષ્ણુ**– તમે સ્વર્ગમાં આનંદથી રહેજો. હું કયાં તમને મારી સાથે આવવા કહું છું?

**લક્ષ્મીજી**– મહારાજ શરીરથી છાયા જુદી થઇ જાણી છે? હું તો આપની સાથેજ રહીશ.

(ત્યાં દયાજનક અવાજો કર્ણે પડે છે. બન્ને સાંભળે છે)

**ગાયન**

**દેવતાઓ**—

**પ્રભુ આવો આ દુ:ખમાં ડૂબતી પૃથ્વીભાર ઉતારો**
**રાક્ષસનું બહુ છે જોર વધ્યું, મદમસ્ત ફરે દિલ જ્યાં વળતું**
**ગોબ્રાહ્મણપૂજન બહુ ઘટતું**
**સાધુ મુનિજનનું તપ ઘટતું, દિલ દુ:ખ વધતું...પ્રભુ**

ત્રાહિ મામ્, ત્રાહિ મામ્. પ્રભુ! રક્ષણ કરો, રક્ષણ કરો. આ દુઃખ હવે સહન નથી થતું. મુનિજનોના યજ્ઞનો વિધ્વંસ થઇ રહ્યો છે. ગાયોની કતલ થઇ રહી છે, સ્ત્રીઓની લાજ ભરબજારે લૂંટાઇ રહી છે. કોઇ સહાય કરતું નથી. પૃથ્વી ભારથી દબાઇ રહી છે, પીડાઇ રહી છે. મહાન પ્રલય થશે કે શું, એવો ભાસ થઇ રહ્યો છે. દેવ! પૃથ્વી ઉપર આપ પધારો. આવે સમયે આપ રક્ષણ નહિ કરો તો કોણ કરશે? આપ મનુષ્ય અવતાર ધરો અને ડૂબતી પૃથ્વીને ઉગારો.

**વિષ્ણુ**– દેવતાઓ! મારા પ્યારા આત્માઓ, શાંત થાઓ શાંત થાઓ. બ્રહ્માજીને તમારી ફરિયાદ પહોંચાડો. એ તમારૂં દુઃખ કાપશે.

**બ્રહ્મા**– ગોબ્રાહ્મણ પ્રતિપાળ! આખા વિશ્વનું રક્ષણ કરનાર દેવ! મેં ઘણો પ્રયત્ન કર્યો પણ મારાથી ઉત્પન્ન થયેલ પ્રજા આજ મારા હાથમાં રહેતી નથી. આપ પૃથ્વીનો ભાર ઉતારી શકશો. પ્રભુ! આપ પૃથ્વી પર અવતાર ધારણ કરો એવી વિનંતી છે.

**વિષ્ણુ**– ત્યારે મહાદેવજીને અરજ કરો. એ તમારી અરજ સાંભળશે.

(મહાદેવજી વિષ્ણુ પાસે આવી).

**મહાદેવજી**– પ્રભુ! આપ સર્વ જાણતા હોવા છતાં વધારે કાં પૂછો છો? આપની શકિત સિવાય મદમસ્ત બનેલ રાવણને કોઇ મારી શકે તેમ નથી. મારી પૂજા કરી કરી રાવણે મને વશ કરેલ છે, મારાથી વરદાન પામેલો એવો એ આપ સિવાય કોઇના હાથે મરે તેમ નથી. માટે દેવ! આપે અનેકને દીધેલ વચન પૂરાં કરવા, ગોબ્રાહ્મણનું રક્ષણ કરવા, પૃથ્વી પર ધર્મકર્મનું રક્ષણ કરવા આપ પધારો અને ભૂમિ પરનો વધેલો ભાર ઉતારો. અમે સઘળા દેવો આપને એજ વિનંતી કરવા આવ્યા છીએ.

**વિષ્ણુ**– તથાસ્તુ! ભલે તેમ થાઓ. આપનું કાર્ય કરવા હું રામરૂપે અને લક્ષ્મીજી સીતારૂપે પ્રગટ થઇશું. શેષ નાગને કહેજો કે લક્ષ્મણરૂપે સુમિત્રાને દીધેલ વચન પૂરાં કરે. ભરત અને શત્રુઘ્ન મારા અંશરૂપે રહેશે. બીજા દેવો પણ ત્યાં જુદા જુદા રૂપે અવતાર ધરો અને બધી તૈયારી કરો.

**દેવતાઓ**– તથાસ્તુ, તથાસ્તુ, પ્રભુ. આપની ઇચ્છા પ્રમાણે અમે બધી તૈયારી કરીએ છીએ. આપ લક્ષ્મીજી સાથે વહેલા પધારજો.

( બધા દેવો જાય છે. )

**વિષ્ણુ—** લક્ષ્મીજી, ચાલો આપણે પણ જવાની તેયારી કરીએ.

**લક્ષ્મીજી—** હું ન્હોતી કહેતી કે આવેલ ભિક્ષુકો અવનવી ગડબડ મચાવશે. પણ કંઇ નહિ, ચાલો આપની આજ્ઞા માથે ચડાવું છું.

## પ્રવેશ બીજો

(દિશાઓ – રામજન્મની વધાઇઓ સૂચવે છે.)

(વસંત આવી ફૂલો વેરે છે! દિશાઓ નૃત્ય કરે છે.)

**ગાયન.**

**વસંત આવે ફૂલડાં લાવે, ઉર ઉરમાં ઉલ્લાસ જગાડે**
**મંદ પવનની લહેરો આવે, આમ્રવૃક્ષ કોયલ ટહુકારે**
**કુહૂ, કુહૂ, કુહૂ, રામજન્મની વધાઈ લાવે — વસંત આવે.**

**પૂર્વ દેશની દિશાઓ ઉગતી, રામજન્મની વધાઈ કહેતી**
**રાવણના એ દિવસો ગણતી — વસંત આવે.**

**પશ્ચિમ દેશની દિશાઓ હસતી, રાવણનો એજ કાળ જ કહેતી**
**શુભ સૂચન પૃથ્વીને દેતી — વસંત આવે.**

**ઉત્તર દેશની દિશાઓ ઉતરે, જનકલ્યાણના ભાવો જગાવે**
**માનવ અંતર આનંદ પ્રગટે — વસંત આવે.**

**દક્ષિણ દેશની દિશાઓ નાચે, આનંદમંગળ ઘરઘર ભાસે**
**શુભ શકુનથી હૈયું રાચે — વસંત આવે.**

(રામજન્મના આગમે ઋતુઓ પોતપોતાનાં ફળફૂલથી માનવને શુભ દિવસોની યાદ દઈ રહી છે. મોર, પોપટ, કોકિલ અને બીજા અનેક જાતનાં પક્ષીઓ મધુર સ્વરે કલરવ કરી રહ્યાં છે. નભમંડળે સૂર્ય પૂર્ણ પ્રકાશે પ્રકાશી એના નક્ષત્રમંડળ સહિત શુભ ગ્રહોના શકુન આપી રહ્યો છે.)

## પ્રવેશ ત્રીજો

(ભગવાન્ પ્રગટ થાય છે અને કૌશલ્યાને તથા દરેક માતાને સોળે કળાએ શોભીતાં દર્શન કરાવે છે.)

**કૌશલ્યા**– પ્રભુ! આપ પધાર્યા? વાહ દેવ! કેવા સોળે કળાએ શોભો છો? આ દિવ્ય પ્રકાશ, આ પ્રબળ તેજ મારાથી જોઇ શકાતું નથી. દેવ! આપની સ્તુતિ કયા પ્રકારે કરૂં તે સમજાતું નથી. ભકતભીડભંજન આ પૃથ્વીનો ભાર ઉતારવા, ગોબ્રાહ્મણનું અને મુનિજનનું તથા ધર્મનું રક્ષણ કરવા સાક્ષાત્ ઇશ્વરરૂપે પધાર્યા છો. આજ મારા સાતે જન્મનાં પાપ બળી ગયાં. આપે અહીં પધારી અમારો ઉદ્ધાર કર્યો છે. દેવ! પણ હવે આપ બાળસ્વરૂપ ધરો અને મારી તથા રાજા દશરથની અધૂરી રહેલ મનઃકામના પૂર્ણ કરવા, આપે દીધેલ વચન પૂરૂં કરવા, આપે આ અવતાર ધર્યો છે તે વાત્સલ્યભાવ સિવાય અમે આપને કેવી રીતે લાડ કરી રમાડી શકીશું? પ્રભુ! આપનું આ સ્વરૂપ હવે સમાવી લ્યો અને બાળકરૂપ બનો.

**ભગવાન્**– અસ્તુઃ, માતાજી તેમ થાઓ. આપની મનઃકામના પૂરવા, ભકતજનની ભીડ ભાંગવા જ અવતરેલ છું. માતા, પુત્રસ્નેહથી આપ તૃપ્ત બનો એમ ઇચ્છું છું. આપનું અને મારૂં સ્વરૂપ કયાં જુદું છે? માતા, મને ભજી અંતે આપ મારામાં ભળી જશો. (ભગવાન્ બાળસ્વરૂપ ધારણ કરે છે.)

**કૈકેયી**– પ્રભુ, પધારો દેવાધિદેવ, અશરણશરણ, આપના સિવાય ધર્મની રક્ષા કોણ કરે તેમ છે? પ્રભુ! મારા પર ઘણી કૃપા કરી આપે આપેલ કોલ પ્રમાણે પધાર્યા; આપના આ સ્વરૂપનાં દર્શન હજારો વર્ષ તપ કર્યા પછી પણ કોઇ ભાગ્યશાળીનેજ મળે છે. આજ મારો જન્મ સફળ થયો માનું છું. પ્રભુ! સદાય મારા અંતરમાં આ સ્વરૂપે રહેજો. હું જાણું છું કે આપ પૃથ્વીનો ભાર ઉતારવા પધાર્યા છો. હવે આપ બાળસ્વરૂપ ધારણ કરો કે જેથી પુત્રપ્રેમનો અણમોલ આનંદ હું લઇ શકું.

**ભગવાન્**– ભલે માતા આપની ઇચ્છા પ્રમાણે થાઓ.

**સુમિત્રા**– ઓહોહો! એ દિવ્ય સ્વરૂપ! દેવ, આપના તેજે હું અંજાઇ જાઉં છું. આપની મધુર મૂર્તિએ મનમાં અલૌકિક આનંદ પ્રગટે છે. માનવ ભાગ્યેજ આપના આ સ્વરૂપનાં દર્શન કરી શકે છે. દેવ, આપે મારી પર, રાજા દશરથ પર, અયોધ્યા પર અને રઘુકુળ પર

મહાન્ કૃપા કરી છે. દેવ આપના પારને કોઈ પામી શકે તેમ નથી. હું પામર પ્રાણી આપના ગુણાનુવાદ કેમ ગાઈ શકું? આપ પૃથ્વી પરનો ભાર ઉતારવા પધાર્યા છો. મને દીધેલ કોલ પૂર્ણ કરવા અવતાર ધર્યો છે, દેવ, હવે આપ બાળસ્વરૂપે મારી અધૂરી રહેલ મનોભાવના પૂર્ણ કરો અને પુત્ર તરીકેનું અણમોલ સુખ આપો.

**બન્ને દેવો**– ભલે માતા, તેમ થાઓ. આપની ઇચ્છા પૂર્ણ કરવા જ આવ્યા છીએ. (ચારે બાળકો બાળ સ્વરૂપ ધારણ કરી બાળલીલા શરૂ કરે છે. બાળકના રૂદનનો અવાજ સંભળાય છે, નોબત પડે છે, ઘંટાનાદે આખી અયોધ્યામાં જાણ થાય છે. પુત્રજન્મની વધાઈ ઠેકઠેકાણે પોકારાય છે. અયોધ્યાના બાળકો આનંદમંગળ ગાય છે. માનુની ઘર શણગારે છે. મંગળ ગીતો ગાય છે.)

(બાળકો ગાય છે અને આનંદથી નાચે છે.)

**આનંદ આનંદ છે આજે આનંદ આનંદ છે;**
**દશરથનંદન ભવભીડભંજન,**
**ગોબ્રાહ્મણ પ્રતિપાળ જન્મ્યા — આનંદ આનંદ છે**

**દશરથ કુળનો સૂર્ય ઉજાળ્યો, મુનિજનને આનંદ ઉર વધ્યો;**
**જીવનના વિશ્રામ પ્રગટ્યા — આનંદ આનંદ છે**

**ધર્મ કર્મ જે હાથે તરશે, સત્ય ટેકના ભાવ જગવશે;**
**જીવનના વિશ્રામ જન્મ્યા — આનંદ આનંદ છે**

(રાજદરબારમાં પુત્રજન્મને વધાવવા જતી માનુનીઓ, પુષ્પના થાળ, દીપ અને સુંદર રંગ બેરંગી વસ્ત્રો ધારણ કરી પૂર્ણ આનંદના સરોદ લલકારતી જઈ રહી છે.)

**આ, આ, આ, આજ હૈયું હરખાય રામજન્મથી**
**આ, આ, આ, આજ હૈયું હરખાય રામજન્મથી**
**રંગો હૈયાં માનવ કેરા પ્રેમ ભર્યા સોહામણાં**
**રંગો નવનવલાં કંઈ આંગણાં રળિયામણાં**
**— આ, આ, આ, આજ હૈયું.**

શોભા આજ સોભાગી બનતી ધન્ય ઘડીએ આજની ગણતી
ધન્ય, ધન્ય, અયોધ્યાના વાસી — આ, આ, આ, આજ હૈયું.
રાજા શોભે રૈયત શોભે મુનિ માંગણ જન શોભતાં
શોભિતાં લાગતાં એ માનવ જનનાં વૃંદ ત્યાં
— આ, આ, આ, આજ હૈયું.
ધન્ય દુલારા રઘુનંદનને વધાવું આજે અંતર જયોતે
ધન્ય ધન્ય કૌશલ્યામાતા — આ, આ, આ, આજ હૈયું.

(રાજમહેલમાં બાળકુમારોની આરતિ ઉતારે છે.)

# અંક બીજો

## પ્રવેશ પહેલો

(બાર વરસના ગાળા બાદ. રાજદરબારમાં દશરથ રાજા રાજસિંહાસને બેઠેલ છે. ત્યાં રામલક્ષ્મણનું આગમન)

**રામ**– પિતાશ્રી, પ્રણામ કરૂં છું.

**લક્ષ્મણ**– પિતાશ્રી, પ્રણામ કરૂં છું.

**દશરથ**– ચિરંજીવી રહો બેટા. વિદ્યાભ્યાસ કરી આવ્યા? આજ ગુરુદેવે શું શીખવ્યું?

**રામ**– ગુરૂદેવે પહેલાં વેદાધ્યયન કરાવ્યું, અરસપરસ શાસ્ત્રાર્થ થયા, રાજ્યનીતિ શીખવી અને ત્યાર બાદ અસ્ત્રશસ્ત્રના પ્રયોગો કરાવ્યા.

**દશરથ**– બેટા લક્ષ્મણ, તને આમાંથી શું ગમ્યું?

**લક્ષ્મણ**– પિતાજી, મને તો રાક્ષસો સાથે લડવાનું બહુ ગમ્યું.

**દશરથ**– ગુરુદેવ તમારા પર પ્રસન્ન છે કે?

**રામ**– હાજી, ગુરુદેવ અમારા કાર્યથી બહુ પ્રસન્ન થાય છે.

**લક્ષ્મણ**– ગુરુદેવ કહેતા હતા કે હવે મહારાજાને કહી તમને બન્નેને લડાઈમાં ઉતરવાની ગોઠવણ કરાવીશ.

(પહેરેગીર દાખલ થાય છે)

(થોડી વાર પછી ગુરુ વિશ્વામિત્ર પધારે છે.)

**પહેરેગીર**– મહારાજાધિરાજનો જય હો, રાજર્ષિ વિશ્વામિત્ર પધાર્યા છે.

**દશરથ**– તેમને આદરપૂર્વક લઈ આવો.

**પહેરેગીર**– જેવી મહારાજાની આજ્ઞા.

**દશરથ**– બેટા રામલક્ષ્મણ, ચાલો આપણે રાજર્ષિને માન સહિત પધરાવીએ.

**રામલક્ષ્મણ**– જેવી પિતાશ્રીની આજ્ઞા.

(ત્રણે રાજર્ષિને ઘણા માનથી પધરાવે છે. આસન, અર્ધ્ય વિગેરેથી તેમનું પૂજન કરે છે.)

**દશરથ**– ગુરૂદેવ, આપના પુનિત પગલાંથી આજ અયોધ્યા ભાગ્યશાળી બની છે. આપની સેવા હું કઈ રીતે કરી શકું ? આપ કયા શુભ કાર્ય માટે અત્રે પધાર્યા છો, એ જો વિદિત કરશો તો મારાથી બનતું કાર્ય હું આપને માટે કરવા તત્પર થઈશ. આપની આજ્ઞા માથે ચડાવીશ.

**વિશ્વામિત્ર**– મહારાજા, આપ વિચાર કરી મારૂં કાર્ય કરવાની હામ ભીડજો.

**દશરથ**– રાજાઓનો ધર્મ એજ છે કે ગુરૂદેવની ઈચ્છાને માન આપવું. આપની માગણી હું પાછી નહિ ઠેલું.

**વિશ્વામિત્ર**– મહારાજા દશરથ, હું તમારા આ બંને રાજકુમારોને મારી સાથે લઈ જવા આવ્યો છું. આજ ઘણાં વરસો થયા દુષ્ટ રાક્ષસો મારા યજ્ઞને પૂર્ણ થવા નથી દેતા. તમારા રાજકુમારો મારા યજ્ઞનું રક્ષણ કરશે, તેઓ રાક્ષસોને મારશે અને મારો અધુરો રહેલ યજ્ઞ પૂરો થશે.

**દશરથ**– ગુરૂદેવ, આપ આજ્ઞા કરો તો હું ત્યાં આવી આપના યજ્ઞનું રક્ષણ કરૂં. આ કુમળી વયના બાળકો, જેના દાંતમાંથી હજી ધાવણ સૂકાયું નથી એ આપના યજ્ઞનું કેમ રક્ષણ કરી શકશે ?

**વિશ્વામિત્ર**– મહારાજ, આપને તેમના પ્રભાવની સમજ નહિ પડે. આપ તો વાત્સલ્યપ્રેમમાં ઘેરાયલા છો એટલે તેઓ તમને કુમળા અને અજ્ઞાન લાગશે પણ હું એમને બરોબર ઓળખી ગયો છું. આ બંને રાજકુમારો આપના સૂર્યવંશને ઉજ્વળ કરશે. તેમની કીર્તિ યાવત્ ચંદ્રદિવાકરો રહેશે પણ તે આપની દૃષ્ટિએ નહિ જોઈ શકાય.

**દશરથ**– ગુરૂદેવ, તેઓ તો બાળક છે. કદાચ આપના ક્રોધભાગી બની જાય તો! મારી વૃદ્ધ અવસ્થાનો આપ વિચાર કરો. મહા બળવાન્ રાક્ષસોની સાથે તેઓ કેવી રીતે યુદ્ધ કરી શકશે? હજી તો તેમને ધનુષ્ય પકડતાં પણ પૂરૂં નથી આવડતું.

**વિશ્વામિત્ર**– રાજા દશરથ, આપ સાધુ પુરૂષોને પૂજ્ય ગણો છો ને આપને ગુરૂવચનમાં વિશ્વાસ છે ને?

**દશરથ**– ગુરૂદેવ, આવા પ્રશ્નો પૂછી મને આપ બંધનમાં નાખો છો. મારી મતિ મુંઝાઈ જાય છે. હું પુત્રસ્નેહ છોડી શકતો નથી.

**વિશ્વામિત્ર**– મહારાજ, સાધુ પુરૂષો જગતના કલ્યાણ અર્થેજ જીવન જીવે છે. મારામાં વિશ્વાસ રાખો. આ તમારા બાળકોની પરીક્ષા મેં બરોબર કરી છે અને હું તમને અભય વચન આપું છું કે આ બાળકોનો કોઈ વાંકો વાળ નહિ કરી શકે. એમને હાથે તો અનેક મહાન્ કાર્ય થવાનાં છે એટલે મારે ત્યાં હું એમને દરેક અસ્ત્રશસ્ત્રની વિદ્યા ભણાવી પારંગત બનાવીશ. તમો નિશ્ચિંત રહો. આપ હિમ્મત ધરો અને રાજ કુમારોને મારી સાથે આવવા રજા આપો.

(આ સાંભળી દશરથનું હૃદય કોપાયમાન બને છે. તેને શરીરે પ્રસ્વેદ વળે છે. તે અતિ વ્યાકુળ બની જાય છે.)

**વિશ્વામિત્ર**– આપને મારા વચન પર શંકા રહેતી હોય તો આપ ગુરૂ વશિષ્ઠને પૂછી ખાત્રી કરો. જો તેઓ રજા આપે તો રામ લક્ષ્મણ ને મારી સાથે મોકલજો.

**દશરથ**– ભલે ગુરૂદેવ. ગુરૂ વશિષ્ઠને તેડવા મોકલું છું

(દૂતને બોલાવી ગુરૂ વશિષ્ઠને તેડાવે છે.)

**દશરથ**– ગુરૂદેવ, અપરાધ ક્ષમા કરશો. આપનો અમીભર્યો હાથ મારા મસ્તકે મૂકો. મને બળ આપો. આપનું વચન પાળવાની મને શક્તિ આપો, દેવ? મુજ રંકનાં રત્નો નજર સામેથી દૂર થતાં, મારૂં બધું દૈવત હણાઈ જતું હોય એમ લાગે છે. હું પરવશ બની જાઉં છું.

**વિશ્વામિત્ર**– (દશરથ રાજાને માથે હાથ મૂકી) રાજન, સ્વસ્થ બનો. આપે હમણાંજ મને કહ્યું ને કે "ગુરૂદેવની આજ્ઞા હું પાળવાનો પ્રયત્ન કરીશ." મહારાજાના મુખે બોલાયેલા શબ્દોની શું આટલીજ કિંમત? મહારાજ, પુત્રપ્રેમનો એટલો બધો પ્રભાવ છે કે આપ રાજધર્મ ભૂલી જાઓ છો? આપ વિચાર કરો, મારે આપના અને પ્રજાજનના તથા જગતના કલ્યાણ સિવાય બીજું શું કાર્ય હોય? આરંભમાં કઠોર લાગતું પણ પરિણામ ઉંચ કોટિનું હોય તોજ હું આપને આટલો આગ્રહ કરૂં ને? રાજેંદ્ર હજી પણ વિચારો, આપને જરૂર સાચો માર્ગ દેખાશે. લ્યો, મારો હાથ હું આપના મસ્તકે મૂકું છું. આપ ગુરૂ વશિષ્ઠની સલાહ લ્યો, જો એ રજા આપે તો આપને વાંધો નથી ને?

(ગુરૂ વશિષ્ઠ પધારે છે. રાજા તેને બધી વાતનું નિવેદન કરે છે.)

**ગુરુ વશિષ્ઠ**– (કાનમાં ધીમેથી કહે છે.) રામલક્ષ્મણ ઇશ્વરી અંશ છે અને તેમણે રાક્ષસોનો સંહાર કરવાજ જન્મ ધારણ કર્યો છે. માટે તેમને ગુરૂ વિશ્વામિત્રની સાથે જરૂર મોકલો. તેમનો વાંકો વાળ કોઈ કરી શકે તેમ નથી.

**દશરથ**– ગુરૂદેવ, આપના વચનામૃતથી મને સાંત્વન મળ્યું. ભલે, હું આપની ઇચ્છા પ્રમાણે બંદોબસ્ત કરીશ.

**રામચંદ્ર**– પિતાજી મારી અને બંધુ લક્ષ્મણની ઘણા વખત થયાં ઇચ્છા છે કે રાક્ષસો સાથે સંગ્રામ ગોઠવાય. આજે અનાયાસે અને ગુરૂ રક્ષા નીચે આવો અમૂલ્ય અવસર મળે છે, તો આપ વિના સંકોચે અમને ગુરૂ સંગાથેજ જવાની રજા આપો એવી પ્રાર્થના છે. બાળકની પ્રાર્થના સ્વીકારશો? આપ નારાજ તો નહિજ બનો ને?

**લક્ષ્મણ**– પિતાજી આપ આનંદથી અમને વિદાય આપો. અમને આશિષ્ આપો કે અમે ગુરૂદેવના યજ્ઞનું રક્ષણ કરી દુષ્ટ રાક્ષસોનો સંહાર કરીએ અને ગુરૂદેવનો યજ્ઞ પરિપૂર્ણ થાય.

**દશરથ**– ગુરૂદેવ, આપની કૃપાથી હું સ્વસ્થ બનતો જાઉં છું. આપની ઇચ્છા છે તો ભલે, આ બાળકો હું આપને સોંપું છું. આપ એમનું રક્ષણ કરજો. બેટા રામ, લક્ષ્મણ, તમારૂં દીર્ઘાયુ થાઓ અને વિજય મેળવી વહેલા આવો. ગુરૂદેવની કૃપા તમને સાચો માર્ગ બતાવશે. તમારૂં રક્ષણ કરશે. જાઓ બેટા, તમારી માતાને પગે લાગી તેમની વિદાય માંગી ગુરૂદેવ સાથે સીધાવો.

(રામલક્ષ્મણ પિતાને પગે લાગી વિદાય લે છે.)

**વિશ્વામિત્ર**– મહારાજ દશરથ, સદા તમારો જયજયકાર હો. આ બંને બાળકો તમારા કુળને તારનાર બનશે. જુઓ, જુઓ મહારાજ! મને શુભ શુકન થાય છે. આપના કુળદેવતાઓની કૃપા ઉતરતી લાગે છે. હું તમારૂં કલ્યાણ ઇચ્છું છું અને રજા લઉં છું. (બધા જાય છે.)

(પાંચ વર્ષ પાંચ દિવસ જેમ પસાર થઇ જાય છે.)

## પ્રવેશ બીજો.

**વિશ્વામિત્ર**– (મનમાં) રામલક્ષ્મણને બાર વરસની નાની ઉંમરે માતપિતાના સુખથી વંચિત કર્યા છે. આહાહાહા શું રાજહૃદય! રાજાના કાર્યો રાજા જ કરે. આજ મારૂં કાર્ય સફળ થયું. મારો યજ્ઞ પૂરો થયો. આ શુભ સમાચાર હું મહારાજા દશરથને આપીશ તો તેઓ કેટલા આનંદિત થશે? વાહ, રામ, લક્ષ્મણ, ધન્ય હો, ધન્ય હો તમારા મનુષ્ય જીવનને! ખરેખર, તમે મનુષ્યશરીરમાં દેવરૂપેજ છો. તમને મારા અંતરના લાખો પ્રણામ. (મનમાં રામલક્ષ્મણનું ધ્યાન ધરે છે.) ત્યાં લક્ષ્મણ પ્રવેશ કરે છે.

**લક્ષ્મણ**– ગુરૂદેવ, વંદન કરૂં છું. મહારાજા જનક વિદેહી તરફથી દૂત શુભ સંદેશો લઇ આવ્યો છે. આપ આજ્ઞા કરો તો હાજર કરૂં.

**વિશ્વામિત્ર**– ચિરંજીવી રહે બેટા? દૂતને સન્માન સહિત લઇ આવ.

**રાજદૂત**– ગુરૂદેવ, આપને પ્રણામ કરૂં છું. મહારાજ, જનક વિદેહીએ આપને આમંત્રણપત્રિકા મોકલી છે. મહારાજા જનક વિદેહીની સુપુત્રી સર્વગુણસંપન્ન કુમારી જાનકીજીના સ્વયંવરની તૈયારીઓ થઇ રહી છે. મહારાજા ઇચ્છે છે કે આપ જેવા પવિત્ર ગુરૂની કૃપાદષ્ટિના પ્રતાપે આ સ્વયંવરની સિદ્ધિ થાય, મહારાજા સાહેબ આ શુભકાર્યના અંગે રોકાયેલા હોવાથી પધારી નથી શકયા તે માટે ક્ષમા ચાહે છે અને આપને જેમ બને તેમ વેળાસર સ્વયંવરની શોભા વધારવાની વિનંતી કરે છે.

(વિશ્વામિત્ર પત્ર લે છે, વાંચે છે અને વિચારે છે. મારે જઈને ત્યાં શું કરવાનું, મારે કોના માટે જવું? (રામચંદ્ર પર દૃષ્ટિ પડે છે. મનના તરંગો જોરથી કૂદે છે. મારે આ રામ માટે સ્વયંવરમાં જવું જ જોઈએ. સાથે આ બંને રાજકુમારોને લઈ જવા જોઈએ. પણ તેમને નિમંત્રણ નથી તેનું કેમ? પણ તેઓ મારી સાથે છે, એટલે નિમંત્રણની તેમને જરૂર ન હોય. વિચાર કરીને)

**વિશ્વામિત્ર**– રાજદૂત, મહારાજાને કહેજે કે હું મારા બન્ને શિષ્યો સહિત વેળાસર આવી જઈશ.

**રાજદૂત**– બહુ આનંદ થયો ગુરૂદેવ! આપની કૃપાથી આ શુભ કાર્ય નિર્વિઘ્ને પાર ઉતરશે. ગુરૂદેવ! નમન કરી રજા લઉં છું.

**વિશ્વામિત્ર**– સુખી થાઓ.

(થોડા સમય બાદ)

(ગુરૂ વિશ્વામિત્ર સાથે રામ, લક્ષ્મણ, જનકપુરમાં પ્રવેશ કરે છે. ગાયોનાં દર્શન શુકનમાં વધારો કરે છે. બાળકો મંગળ ગીત ગાતાં તેમને વધામણી દેતાં હોય તેમ હાથમાં પુસ્તકો સહિત શાળાએ જતાં દેખાય છે. ગુરૂ વિશ્વામિત્રના આનંદનો પાર નથી. તેમણે માની લીધું કે જનક દુલારી રામને વરી ચૂકી. નગરમાં પેસતો જનસમૂહ રામ લક્ષ્મણની સામે લોહ ચુંબકની જેમ ખેંચાઈ રહે છે. તેના સામેથી આંખ ઊઠાવી નથી શકતા. જાદુગર સમા તે બંને રાજકુમારો અજબ જાદુ ખેલાવે છે. સૌ કોઈ રામલક્ષ્મણને ધારી ધારીને જોવા લાગ્યા અને અરસપરસ વાતો કરવા લાગ્યા.)

**પહેલો**– અરે ભાઈ જો તો ખરો, આજનો દિવસ આ દર્શનથી ધન્ય બન્યો હોય એમ લાગે છે. બ્રહ્માએ બરોબર નવરે દિવસે એમને ઘડયા હશે. જનક વિદેહીએ ધનુષ્ય તોડવાનું પણ લીધું છે તે તદ્દન ખોટું છે. અમારે તો આ મધુર મૂર્તિનેજ, જનકવિદેહી વરાવવાં જોઈએ.

**બીજો**– અરે મિત્ર, જો આ કુમાર હાથમાંથી જશે તો મારૂં હૃદય બેસી જશે.

**ત્રીજો**– અરે! તારા હૃદયને શું થાય છે? જો મારૂં ચાલે તો જનક વિદેહીની જીભ પર સરસ્વતી બની બેસી જાઉં અને કહું કે જેને હું શોધું છું તે મળી ગયો છે. હવે સ્વયંવરમાં આવેલ પરોણાઓ લગ્ન ઉજવી આનંદમંગલ કરો.

**ચોથો**– અરે શું તમારી બહાદુરી? કોઇ સાંભળશે તો તમારી કિંમત બરોબર આંકશે અને કહેશે કે મહારાજા ટેકવાળા છે પણ તેની પ્રજાને વચનની કિંમત નથી. તમારૂં નિર્માલ્યપણું બરોબર અંકાઈ જાય છે.

**પાંચમો**– ઓ ટેકીલા માનવી! જયજય, લ્યો આ તમારો ટેક તમારી પછેડીએ બાંધી લ્યો. આ કુમળા બાળકો જેની કોમળ ચાલે કીડી પણ નથી મરતી તે મહાદેવનું મહાન્ ભારે ધનુષ્ય કેમ તોડી શકશે, તેનો તો વિચાર કરો. પણ મને એક વિચાર આવે છે, કહું?

**પહેલો**– હા હા કહો.

**પાંચમો**– ચાલો આપણે સરોવરમાં જઇ પાણીમાં ઊભી રાતદિવસ ગાયત્રી મંત્રનો જપ કરીએ તેનું પુણ્ય સીતાજીને આપીએ. જરૂર આપણી ઇચ્છા ફલીભૂત થશે.

**બીજો**– અરે, તું કહેતો હોય તો સાથે ઉપવાસ પણ ચાલુ કરીએ.

**ત્રીજો**– અરે! આ કુમાર જો સીતાજીને વરે તો મારો બધો ધન-ભંડાર હું બ્રાહ્મણને દાન કરૂં.

**ચોથો**– વાહ! ભાઇ વાહ! આજ તો બ્રાહ્મણોનાં નશીબ ઉઘડયાં પણ હું તમને સાચી અને સહેલી વાત કહું, તમે માનશો?

**પાંચમો**– અરે કેમ ન માનીએ? જનક દુલારીનું શ્રેય જેમાં હોય, તે ગમે તેવું કઠિન કાર્ય હોય તે પણ અમે કરીશું.

**ચોથો**– જુઓ ભાઈ, મને તો એમ લાગે છે કે આ બંને રાજ કુમારો પર તેમની સાથે ચાલતા ગુરૂની કૃપા ઉતરેલી દેખાય છે. જરૂર તે તેમને વિજય અપાવશે. જે કોમળતા તેમની ચાલમાં તમને લાગે છે તે કાર્યમાં નહિ લાગે. અને બારીકાઇથી જોતાં, આ ચાલ તો સિંહની ચાલ લાગે છે. ભાઈ, આ ચાલ તો વિજયવંતાની હોય છે. અહીં ઘણા રાજા

મહારાજા ભેગા થયા છે, પણ લાખો તારાગણો ચંદ્રના પ્રકાશને પહોંચી નથી શકતા તેમ આ કુમારને કોઇ જીતી નહિં શકે. વાદળાં ગમે તે રીતે સૂર્યની આડા આવી તેને ઢાંકે પણ સૂર્યનું તેજ છાનું રહી શકતું નથી તેમજ આ દેવી વીરનું સમજવું.

**પહેલો**– અસ્તુ. મિત્ર આપણે તો મુખ્ય ધ્યેય સાથે કામ છે. ચાલ, તારૂં વચન સિદ્ધ થાય એમ ઇચ્છીએ છીએ. (બધા સાથે મળી 'અસ્તુ અસ્તુ' શુભ ઇચ્છા પરિપૂર્ણમસ્તુ.) ચાલો, આપણે રાજદરબારમાં જવાનુ, મોડું થશે, માટે જઇશું.

## સીતા મિલન

### પ્રવેશ ત્રીજો

(સીતા અને સખીઓ ગાતાં ગાતાં પ્રવેશ કરે છે.)

**સીતા, સખીઓ**– ચાલ સખી ચાલ જઇએ માતાને મંદિરે
અંતર અભિલાષ કરીએ ઉજળાં
ભક્તિભાવ માતનો અનેરો ઉર ઉછળે
માતના આવાસ દીસે ઉજળાં — ચાલ સખી

**સાખી**

ઉજ્જવલ જ્યોતિ ઉર બિરાજે
નયનો માહિં અમૃત વિલસે
ઘંટનાદે આત્માને જગાડવા — ચાલ સખી
જગકલ્યાણે જનની જાગે
અખંડ પ્રેમે ઉન્નતિ ભાસે
ઉરની એ ઉર્મિને ઉજાળવા — ચાલ સખી

**સીતા**– સગુણા, માતાજીએ કહ્યું છે કે માતા પાર્વતીને પ્રસન્ન કરી વરદાન માંગજે કે ધનુર્યાગની શોભા વધારનાર વીર આજ મળી આવે. મને આજના દિવસની બહુ ચિંતા છે. તને આજનું પરિણામ શું લાગે છે?

**સગુણા**– સખી, મને તો આજે બહુ જ શુભ શુકન થતા લાગે છે. જો અહીં આવતાં પહેલી ગાય મળી, કુમારિકાઓ પૂજન કરવા જતી મળી, અહીં બાગમાં દાખલ થતા કળાધારીઓ કળા ચડાવી કલ્લોલ કરતા જોયા, નંદનવન સમો શીતળ અને સુગંધિ પવન વાતો હોય એમ લાગ્યું, તને તેની કંઈ સમજ ન પડી? ભોળીરે ભોળી, ભોળી બાળે? અત્યારે, પહેલાં શીતળ સરોવરમાં સ્નાન કરી તારા અંતરના તાપને શાંત કર.

**સીતા**– હા સખી, માતાજીએ પણ અહીં સ્નાન કરી પૂજનનું કાર્ય કરવા કહેલ છે. ચાલો આપણે બધા સાથે જ જઈએ (બધાં જાય છે.)

(એક સખી ગૂપચૂપ બાગ જોવા ચાલી જાય છે, જેની કોઇને જાણ નથી. માલતી છાની બાગમાં ફરે છે તેની નજર રામલક્ષ્મણ પર પડે છે. બંને કુમારનું રૂપ અનુપમ જોઈ તે દોડતી આવે છે. તેના આનંદનો પાર નથી. થોડા સમયમાં સ્નાન કરી બધા બહાર આવેલ છે. સગુણાની નજર તેની પર પડે છે. તેનું હસતું મોઢું જોઈ.)

**સગુણા**– કેમ? અલી માલતી, તું કેમ સ્નાન કરવાં નહિ આવી અને આ વદનકમળ આનંદથી પુલકિત થતું કેમ દેખાય છે? કંઈ આશ્ચર્ય જોયું કે શું?

**માલતી**– (હસતા વદને) હા હા, કોઈ બે કોમળ વયના બાળકો બાગ જોવા આવ્યા છે. તેઓ કિશોર વયના છે તથા સર્વ પ્રકારે સુંદર છે. એક શ્યામ છે, બીજો ગૌર છે, તેમનું વર્ણન હું કેમ કરી શકું? કારણ કે વાણીને નેત્ર નથી તથા નેત્રને વાણી નથી, નેત્ર વડે જોયા પણ તે વાણી વિના બોલી કેમ શકે?

(સઘળી ચતુર સખીઓ આ સાંભળી પ્રસન્ન થઈ. સીતાજીને
મનમાં અત્યંત ઉત્કંઠા થઈ. સગુણા તેના મુખ સામું
જોઈ બોલવાનો વિચાર કરે છે ત્યાં)

**પહેલી**– હે સખી! તેઓ રાજાના પુત્રો છે અને ગુરૂ વિશ્વામિત્ર સાથે કાલેજ અહીં પધાર્યા છે એમ સાંભળ્યું છે.

**બીજી**– હા હા, તેઓએ તો પોતાની મોહિની વિદ્યાથી આખા નગર જનોને મોહિની લગાડી દીધી છે આખા નગરમાં જ્યાંત્યાં તેની જ ચર્ચા થઈ રહી છે. આખું નગર તેની પછવાડે ઘેલું બન્યું છે.

**ત્રીજી**– અરે, એજ હોય તો એમના સૌંદર્યનું વર્ણન થાય તેમજ નથી. ગઇ કાલે શહેર જોવા પધારેલા અને બાળકો તેમને જોઇ ગયા એટલે એમના રૂપમાં અને એમની રીતભાતમાં એવા તો મગ્ન થઇ ગયા કે તેઓ જ્યાં જ્યાં ફર્યા ત્યાં ત્યાં બધા સાથે ને સાથે રહ્યા. જ્યારે ગુરૂએ ખૂબ સમજાવ્યા ત્યારે માંડ ઘેર આવ્યા પણ એકુંની એક વાતમાં કોઇએ ખાધું નહિ અને એમના વડીલોએ જ્યારે ધમકાવ્યા ત્યારે માંડ સૂતા એવા એ જાદુગરો છે!

**ચોથી**– ચાલો ચાલો, ત્યારે આપણે જલદી અહીંથી જઇએ, નહિ તો એ જાદુગરોની જાળમાં ફસી પડશું તો આપણે મંદિર જતાં મોડું થશે અને માતાજી ગુસ્સે થશે.

(સીતા મનમાં આ સાંભળી નારાજ થાય છે કે રખે સખીઓ તે કુમારને જોયા વગર મંદિરમાં લઇ જાય)

**સગુણા**– (સીતાજીના મુખની ગ્લાનિ જોઈ) અરે જોવા તો દે કે તે કેવા છે, દર્શન તો કરીએ!

(આ શબ્દો સાંભળી, સીતાજીના વદન પર હાસ્ય ઝળકે છે.)

**સગુણા**– માલતી, તેઓ કઈ દિશામાં છે (માલતી આંગળી વડે તે દિશા બતાવે છે.)

(રામલક્ષ્મણ, ગુરૂ આજ્ઞા લઈ ફૂલ લેવા રાજબાગમાં ગયા છે ત્યારનો દેખાવ. બાગની શોભા નિરખે છે.)

**રામ**– લક્ષ્મણ! આ બાગ વિશ્વકર્માએ બનાવ્યો હોય એમ લાગે છે. અહીંની શોભા તો અવર્ણનીય છે. આ સુંદર પોયણીનાં ફૂલો સામાન્ય બાગમાં હોતાં નથી. જો જો, પેલાં રંગબેરંગી ફૂલો બાગની અલૌકિક શોભા વધારી રહ્યાં છે. અને પેલા ભમરાઓ જોયા? એક ફૂલપરથી બીજા ફૂલપર બેસી તેનો રસ ચુંટી ચુંટી, ફરી ફરી, રસ લેવા તેની મીઠી સુવાસમાં મુગ્ધ બનવા કેવી દોડાદોડ કરી રહ્યા છે? અને પેલાં હરણો જોયાં? આપણને જોઈ કેવાં બીકથી દોડી રહ્યાં છે!!

**લક્ષ્મણ**- હા હા, બંધુ, બહુ સુંદર લાગે છે. (આજુબાજુ નિહાળતા.) વડીલ, પેલું સરોવર જોયું, કેવું શીતળ પવનની લહેરે, ચડયું છે અને તેનાં પગથીયાંપર રત્ન જડેલાં જોયાં? મહાકિંમતી એ રત્નો રંગબેરંગી પ્રકાશ વડે સરોવરની શોભામાં અદ્ભુત શોભા પૂરે છે. જાણે આપણને તે બોલાવતું હોય, આવકાર આપતું હોય એમ લાગે છે, ખરૂં ને?

**રામ**- હા હા, બહુ સુંદર લાગે છે. આ બીજી બાજુએ લક્ષ્મણ, પેલું મંદિર જેવું લાગે છે, નહિ વારૂ? ચાલો, આપણે ત્યાં જઇએ. મહાદેવનું મંદિર હશે તો દર્શન પણ થશે (બંને જાય છે,) જતાં જતાં:—

**રામ**- લક્ષ્મણ, જુઓ! કેવો મૃદુ સુંદર મનોરંજન અવાજ આવે છે? જાણે કામદેવે વિશ્વના વિજયની ઇચ્છા કરી દુદુંભિ વગાડયું હોય ને શું!

**લક્ષ્મણ**- (મનમાં હસતા) વડીલ! આ તો સ્ત્રીઓના મધુર કંઠનો, કંકણોનો તથા પગના નૂપુરનો અવાજ હોય એમ લાગે છે. અહીં કામદેવનું બાણ આવશે તો ભોગ લાગશે! ચાલો વડીલ, આપણે આ લતામંડપમાં સંતાઇ જઇએ. (બંને લતામંડપમાં સંતાય છે)

(રામ સંતાતા સંતાતા પાછું વાળી જુએ ત્યાં તો નજર સામે તેજમુખ વિજળીના ચમકાર સમી, બ્રહ્માએ જાણે સઘળું સૌંદર્ય એકસામટું ઠાલવ્યું હોય એવી દેવબાળા જોઇ ચકિત થયા. સીતાજીના મુખરૂપી ચંદ્રમામાં રામચંદ્રજીનાં નેત્ર ચકોર સમા લાગી ગયાં. જાણે નિમિરાજાએ સંકોચાઇ પલકારા મારવા બંધ કર્યા હોય એવું લાગે છે સીતાજીની શોભા સૌંદર્યને પણ સુંદર કરતી લાગે છે. સૌંદર્યના ઘરમાં જાણે દીપકની શિખા બળતી હોય એવો ભાસ થઇ રહ્યો છે. રામચંદ્ર થોડી વાર ભાન ભૂલી ગયા કે પોતે રાજબાગમાં લક્ષ્મણ સાથે છે.)

**રામચંદ્ર**- (મનને સાવધ કરી) હે તાત, આ તેજઃપુંજ રાજ કુંવરી જનકતનયા લાગે છે કે જેને અર્થે ધનુર્યજ્ઞ રચવામાં આવ્યો છે; સખીઓ તેને પાર્વતીપૂજન માટે લાવી હોય એમ લાગે છે. પૂજનની સામગ્રી તેમના હાથમાં શોભી રહી છે; અરે જો, કેવો પ્રકાશ કરતી ફૂલવાડીમાં ફરી રહી છે? જેની અલૌકિક શોભા જોઇ સ્વાભાવિક રીતે

પવિત્ર એવા મારા મનમાં ક્ષોભ થાય છે. હે ભાઇ! આનું સઘળું કારણ તો વિધાતા જાણે? છતાં મારું સુંદર જમણું અંગ ફરકે છે. રઘુવંશીઓનો સ્વભાવ છે કે તેઓ મન વડે પણ કદી બુરા માર્ગે જતા નથી, તેઓ પરાઈ સ્રીનો વિચારમાત્ર કરતા નથી, પણ મારા મનમાં શું થઇ રહ્યું છે તે હું કહી શકું તેમ નથી, તને શું લાગે છે? આનું પરિણામ કેવું આવશે?

**લક્ષ્મણ**– વડીલ! મને તો શુભ શુકન થતાં હોય એમ લાગે છે. ગુરૂસેવાનું ફળ અહીં પ્રત્યક્ષ મળતું દેખાય છે.

**રામચંદ્ર**– જો જો, લક્ષ્મણ, એ રૂપનિધિ સાક્ષાત લક્ષ્મી સરીખી આપણી સમક્ષ આવતી હોય એમ લાગે છે. બંને ઊભા રહે છે. (સૂર્યનાં કિરણો રામચંદ્ર પર પડતાં દેખાય છે તેમાં રામની મૂર્તિ જોઇને.)

**સીતા**– સખીઓ, આપણે કઇ દિશામાં જઇ રહ્યાં છીએ. મનને પ્રકાશિત અને આકર્ષણ કરતું હોય એવું શું દેખાય છે?

(સીતાજી રામની મૂર્તિ જોવામાં તલ્લીન બની ગયાં છે. રખે એ મૂર્તિ અદશ્ય થાય એ બીકે, આંખ મીંચી એ મૂર્તિને હૃદયમાં ચિતરવા પ્રયત્ન કરે છે, એટલે રામની સન્મુખ જોઇ નથી શકતાં. એ જોઇ સખીઓને ચિંતા થાય છે કે એ કુમારો અહીંથી ચાલ્યા જશે અને સીતા તેમને જોઇ નહિ શકે તો પ્રેમ કેમ જાગશે એ બીકે સગુણા તેના કાનમાં આસ્તેથી કહે છે, આંખ ખોલ.)

**પહેલી સખી**– સખી! આંખ પછી બંધ કરજે, સમાધિ પછી લગાવજે, જો તો ખરી, સામે કોણ ઊભું છે તે?

**સીતા**– (આસ્તેથી આંખ ઉઘાડે છે. સામેની મૂર્તિ જોઇ) સખી! કોઇ ખોવાયલી વસ્તુ પાછી મળતી હોય એમ લાગે છે, આજ આ બાગમાં આટલી મનોહરતા કેમ લાગતી હશે?

**બીજી**– બાગની મનોહરતા તો એની એજ છે. આજ તો આ જાદુગરોની જાળ પથરાતી હોય એમ લાગે છે.

**ત્રીજી**– ચાલો ચાલો, મોડું થશે તો માતાજી ગુસ્સે થશે અને આપણે ધનુર્યજ્ઞનો સમય પણ ચૂકી જઇશું. હજી પાર્વતીપૂજન તો બાકી છે. સખી, ચેત, જાગૃત થા!

**સીતા**– બહેન! સૂર્યનારાયણને કહે કે જરા ઊભા રહો; જુઓ તો ખરા કે અહીં તમારાથી તેજસ્વી પતિતપાવન કોઇ પધાર્યું છે તેનાં દર્શન કરવાનું ચૂકો મા. આમ દોડાદોડ કેમ કરો છો? જરા એક ઘડી થોભો. આપણે બંને સાથે દર્શન કરીએ એ મૂર્તિનાં!

**ચોથી**– વહાલી સખી! કૃપા કર. આપણે કાલે આવીશું. આ સમયે દેહનું ભાન ભૂલ મા. કૃપા કરી આગળ વધ! હૃદયરાણી આમ ચાલો. (સીતા રામ જે બાજુ છે તે બાજુ જઈ રહી છે. સખીઓ તેને મંદિર તરફ પરાણે ઘસડી જાય છે.)

**સીતા**– સખી, દેવમંદિર તો પેલી બાજુ, ખરૂં ને? (રામ જે દિશામાં છે તે બાજુ બતાવે છે.)

**બીજી**– ના બા, આજ તો આપ દિશા ભૂલતા હોય એમ લાગે છે.

**ત્રીજી**– સાચી દિશામાં જઈ રહ્યાં છે. તમે તેને નાહક હેરાન કરો છો.

**પહેલી સખી**– ચાલ ચાલ, ચબાવલી થતી! મોડું થશે તો માતાજી અંધારી કોટડીનું રાજ્ય આપશે! ડાહી થતી આગળ ચાલ! (બધાં પરાણે પાર્વતીમંદિરમાં જાય છે.)

**લક્ષ્મણ**– પ્રભુ! વિજળીનો ચમકાર અદશ્ય થયો. ગુરૂજી આપણી રાહ જોતા હશે. હજી ફૂલ ચુંટવા બાકી છે. વડીલ, ચાલો આપણે જઈએ. (રામ મંદિર તરફ જાય છે.) આ બાજુ ચાલો વડીલ? એ દિશામાં તો રાજકુંવરી દર્શને પધાર્યાં છે પાર્વતીપૂજન અર્થે. આપણો રસ્તો આ દિશામાંથી જાય છે.

**રામચંદ્ર**– પાર્વતીદર્શને? ચાલો આપણે પણ અંતરમાં માતાજી પાસે માંગીએ કે રાજકુંવરીનું શ્રેય કરજો. (આંખ મીંચી પ્રાર્થના કરતા હોય એમ લાગે છે.)

**લક્ષ્મણ**– વડીલ! એમના શ્રેયમાં આપનું પણ શ્રેય હોય એમ લાગે છે ને? આપના સમાન બીજો કોઈ એમને માટે જન્મ્યો હોય એવું લાગતું નથી. (વિચાર કરીને) પ્રભુ, મને પણ આશીર્વાદ આપો.

**રામ**– તને શું આશીર્વાદ આપું?

**લક્ષ્મણ**– કે એ ભાગ્યશાળી મૂર્તિનો હું દેર થાઉં. (બંને સામ-સામું જોઈ હસી પડે છે.)

**રામચંદ્ર**- અસ્તુઃ ભ્રાતા! તારી અનેક મનઃકામના પૂર્ણ થાઓ અને તને પણ ગુરૂકૃપાનું ફળ સત્વર મળો! લક્ષ્મણ, કેવી એ પરાણે જઈ રહી હતી?

**લક્ષ્મણ**- હા, જાણે હૃદયથી વિખૂટો પડેલ આત્મા! પણ હવે તેને પરમાત્માનો યોગ જલદી થશે. ચાલો બંધુ, બહુજ મોડું થયું છે ગુરૂજી ચિંતા કરતા હશે. (રામચંદ્ર ઘડી ઘડી પાછું વાળી જોતા જાય છે. એ જોઈ)

**લક્ષ્મણ**- વડીલ! આપણે કાલે આજ સમયે અહીં આવીશું. આજે આપણે સત્વર જવું જોઇએ. (બંને પરાણે જાય છે.)

(પાર્વતીપૂજન)

દીપમાળ અને તોરણ પુષ્પથી મંદિર દીપી રહ્યું છે. સુગંધી ધૂપની
સુવાસ છાઈ રહી છે. અબીલગુલાલ ઉડી રહ્યાં છે.
સીતા સુંદર સરોદે સ્તુતિ કરે છે.

**ગાયન.**

**અબિંકા પૂજવા નિસરી ચોખા કંકાવટી પુષ્પો કરમાં ગ્રહી**
**ધરૂં માત કેરૂં ધ્યાનરે — અંબિકા પૂજવા નિસરી.**
**ધરૂં પુષ્પો પ્રેમરૂપે, વધાવું ઉમંગથી એ**
**માંગુ વર, રામ દેજે લાગું પ્રેમથી પાયરે**
**— અંબિકા પૂજવા નિસરી.**

**(ગાયન)**

**આપો હે માત વિરલ સુખસિદ્ધિ**
**વિમળ કમળમુખ પરિમલ સુંદર માંગું ઘટારત આજ**
**વિજય તણી સિદ્ધિ આપો હે માત.**
**પિતૃટેકનું પાલન કરજો રામ બાહુમાં બળ એ દેજો**
**શિવધનુષ તોડીને આજે, વિજયવંત શ્રી રામને કરજો — આપો.**

**સીતા**– હે હિમાલયનંદિની, મહાદેવની પ્રિયા, ગિરિજા, આજ તારી સહાયની જરૂર છે. તેં હજારો વર્ષ તપ કરી પવિત્ર પ્રેમ કેવો હોય તેનો અનુભવ સિદ્ધ કર્યો છે. હે માત, પ્રેમનો પાઠ તારાથી ક્યાં અજાણ્યો છે? પવિત્ર પ્રેમ કેવો હોય એ તું જાણે છે? બળ દેજે એમને બળવાનોને હરાવવાનું. એ કોમળ શરીરમાં શક્તિ મૂકજે ધનુષ્ય તોડવાની, માતા. અંતરના ભાવથી તું ક્યાં અજાણુ છે? તારી કૃપાએ જગત્ જીવી શકે છે; આજ મને નવજીવન આપવું તે તારા હાથમાં છે. સ્ત્રીઓને પતિવ્રત સમી બીજી એકે વસ્તુ પ્યારી નથી હોતી. આજ તારાં મંદિર સમક્ષ જેને પતિ તરીકે વરી છું તે પ્રતિભાશાળી મૂર્તિમાં અખૂટ બળ મૂકજે. આજ દીકરીને તારવી તારા હાથમાં છે, માતા! તારાં ચરણુમાં મારૂં મસ્તક છે (નમન કરી માથું ચરણુમાં ધરે છે. પાર્વતી જાણે છે કે સીતાજી લક્ષ્મીનો અવતાર છે, એટલે સાક્ષાત્ પ્રગટ થાય છે. પ્રકાશ એટલો બધો મંદિરમાં ફેલાય છે કે સખીઓ આંખ મીંચી જાય છે પાર્વતીનાં દર્શન નથી કરી શકતી. જાણે બધાં પ્રાર્થના કરતાં હોય એવું લાગે છે. કોઇના હાથમાં પુષ્પના થાળ ધરેલા છે. કોઇના હાથમાં પુષ્પ માળા છે. કોઇના હાથ કુંકુમ છાંટી રહયા છે. કોઇના હાથ અબીલ ગુલાલે ભરેલા છે. કોઇ ચુંદડી ચડાવી રહી છે. વાતાવરણુ શાંત બની ગયું છે. પાર્વતી સીતાજીને ઊઠાડી પોતાની ગોદમાં લે છે.)

**પાર્વતી**– પુત્રી, બેટા! તારી મનઃકામના પૂર્ણુ થશે. નારદે કહેલ વચન સત્ય થશે. ચિંતા ન કર બેટા! લે આ વિજયમાળ, તેને આરોપજે! સાક્ષાત્ પરમાત્મા તને વરશે અને તે પૃથ્વીનો વધેલ ભાર ઉતારશે. દીકરી, તારી સર્વ કામના પૂર્ણુ થાઓ. કંઇ બીજું પણુ વરદાન માગ, બેટા! (સીતાજી આનંદિત થઇ પાર્વતીને ભેટે છે.)

**સીતા**– માતા જગદંબા! તારા વરદાનથી નવજીવન મળ્યું છે, માતા! નમન કરૂં છું. કૃતાર્થ થઇ છું. આજ દીકરી પર કરૂણા કરી, જે પ્રેમ ભાવ બતાવ્યો છે, તેવોજ સમયેસમયે બતાવતા રહો એ માંગું છું.

**પાર્વતી**– અસ્તુ: બેટા. જ્યારે તું અંતરથી યાદ કરીશ ત્યારે ત્યારે તને સહાય કરીશ, બેટા! તારો યશ જુગજુગ જીવો એ આશીર્વાદ છે. (સખીઓ જાગૃત થાય છે. સાક્ષાત્ પાર્વતીના દર્શનથી તથા સીતાજી સાથેની તેમની દિવ્ય વાણી સાંભળી મંત્રમુગ્ધ બને છે.)

**ટેબલો.**

# તપ પરીક્ષા



## પુરૂષ પાત્રો

| | | |
|---|---|---|
| બ્રહ્મા | : | બ્રહ્મા લોક ના દેવ |
| વિષ્ણુ | : | વૈકુંઠ ના દેવ |
| શંકર | : | કૈલાસ ના દેવ |
| નારદજી | : | બ્રહ્મા ના પુત્ર |
| અત્રિ રૂષિ | : | મહા તપધારી રૂષિ |

## સ્ત્રી પાત્રો

| | | |
|---|---|---|
| સાવિત્રી | : | બ્રહ્માના પત્ની |
| લક્ષ્મીજી | : | વિષ્ણુના પત્ની |
| પાર્વતી | : | શંકરના પત્ની |
| અનસૂયા | : | અત્રિ રૂષિના પત્ની |

બાળાઓ, સેવિકાઓ વગેરે

[એકાંકી નાટક]

# તપ પરીક્ષા

## અનસૂયા

નારદ નિરખી સતી અનસૂયા અવની પરે ઓપતી
આવ્યા સ્વર્ગ મહિં વિચાર કરતા ત્રિમૂર્તિને ભેટવા
બ્રહ્મા, વિષ્ણુ, ઉમાપતિ, એ હસતા ગોષ્ટિ કરે અવનવી
નારદને સંભારતાં જ પ્રગટયા વીણા મધુરી સૂણી.

**વિષ્ણુ–** નારદજી, હમણાં જ તમારું સ્મરણ કરતા હતા. તમારા વગર આનંદરસમાં ચીનગારી કોઇ નથી મૂકતું.

**બ્રહ્મા વિષ્ણુ મહેશ–** બોલો નારદજી, મૃત્યુલોકના શા સમાચાર? શી નવાજૂની?

**નારદ–** અરે મહારાજ, વાત કંઇ કરવા જેવી નથી. આ ત્રણે જોગમાયાઓ મને મારી નાખે એવી વાત છે.

**ત્રણે સતીઓ–** બોલો બોલો નારદ, અમે તમને અભય વચન દઇએ છીએ.

**નારદ–** પ્રભુ, મૃત્યુલોકમાં તો દેવ કરતાં એ વધારે પ્રભાવશાળી એક વ્યકિત પૂજાય છે. અમારાં આ માતાજીઓને એ નમાવે તેવાં છે.

**ત્રણે દેવો–** હેં હેં, શું કહ્યું?

**નારદ–** હા, તમને ત્રણેને એ હરાવે તેવાં છે. પારખું જોવું હોય તો જાઓ મૃત્યુલોકમાં.

**ત્રણે દેવીઓ–** હા મહારાજ, આ વખતે તો જાઓ અને જુઓ કે એવું તે એમાં શું ભર્યું છે.

**નારદ–** જોજો, ત્યાં જઈ પસ્તાવું પડશે હોં. અને તમારે બધાએ ભિક્ષુક બનવું પડશે. માટે એ હોડ રહેવા દો તો સારું.

**ત્રણે દેવો–** ભલે ત્યારે. આપણે નારદનું કહ્યું માની અહીં જ રહીએ.

**ત્રણે દેવીઓ–** અરે, એમ નાસીપાસ થવાય કે ? આપણે તો એનું પારખું લેવું જ જોઈએ કે તેની શકિત કેવી છે. મહારાજ ! આપ ત્રણે તૈયાર થાઓ અને પરીક્ષા કરો.

**ત્રણે દેવો–** જો ખોવાઈ જઈશું તો શોધ કરવી ભારે પડશે હો ! માટે વિચાર કરો.

**ત્રણે દેવીઓ–** અરે, એમાં વિચાર શું કરવાનો હોય ? શું મૃત્યુ લોકના માનવી અમને જીતી જશે ? એ કદી બને જ નહિ. માટે તમે ત્રણેય જરૂર જાઓ.

**ત્રણે દેવો–** ભલે, ત્યારે અમે જઈએ અને તમે પસ્તાઓ. ચાલો, (ત્રણે એકબીજા સામું જુએ છે.) અમે ન્હોતા કહેતા કે નારદજી આગ મૂકશે અને હવે તો સળગી. લ્યો ત્યારે, દેવીની આજ્ઞા માથે ચડાવીએ છીએ. (જાય છે.)

(અનસૂયા દેવીનો આશ્રમ)

(સતી અનસૂયા પાસે ત્રણે દેવો યોગીરૂપે ભિક્ષા માગે છે. અનસૂયાને ભિક્ષા આપવી ભારે પડે છે. પોતાના પતિનું ધ્યાન ધરે છે અને ભિક્ષા આપવાની શકિત મેળવે છે. ત્રણે યોગીઓને બાળકરૂપે બનાવી પયપાન માટે તેઓએ માગેલી ભિક્ષા આપે છે. અહિં બાળકોને આનંદ કલ્લોલ કરતાં છ માસ વહી જાય છે. દેવતાઓ પાછા સ્વર્ગલોકમાં જઈ શકતા નથી.)

## પ્રવેશ બીજો

(સ્વર્ગલોકમાં લક્ષ્મીજીને ત્યાં સાવિત્રી અને પાર્વતી આવે છે, અને તે બન્ને લક્ષ્મીજીનું હૃદયદ્રાવક ગાયન છુપાઈને સાંભળે છે.)

ગાયન

**લક્ષ્મી-**

**ક્યાંઇ પડે નહિ ચેન પ્રભુજી, ક્યાંઇ પડે નહિ ચેન**
**ક્યાં જાઉં, શોધું શી રીતે, ક્યાં જાઉં, શોધું શી રીતે**
**માસ વીત્યા બહુ એમ — પ્રભુજી.**
**ચીનગારી નારદની જલતી, ચીનગારી નારદની જલતી**
**અંતર જલતું એમ — પ્રભુજી.**
**વેગે આવો વિષ્ણુ ભજતી, વેગે આવો વિષ્ણુ ભજતી**
**તરફડું જળ વીણ મીન — પ્રભુજી.**

(બન્ને જણા અંદર આવી તેને આશ્વાસન આપે છે.)

**સાવિત્રી-** બહેન, શાન્ત થાઓ, શાન્ત થાઓ. અમે પણ તમારા જેવી જ દશા ભોગવી રહ્યાં છીએ. ૭ માસ થઈ ગયા; ઘણી શોધ કરી પરંતુ કયાંય પત્તો લાગતો નથી. શું કરૂં બહેન! એ ગયા છે ત્યારથી અપવાસ કરૂં છું છતાં હજુ પણ તપ ફળીભૂત થતું દેખાતું નથી.

**પાર્વતી-** નકામી હઠ કરી! હું તો ૭ માસ થયા ઊંઘી જ નથી. અનેક ઠેકાણે તપાસ કરાવી પણ પત્તો મળતો નથી.

**લક્ષ્મી-** મારી પણ એજ સ્થિતિ છે. મને લાગે છે કે આપણે નારદને બોલાવીએ. એ કાંઇક રસ્તો સૂઝાડશે. (મોટે મોટેથી બૂમ પાડે છે.)

**ત્રણે- નારદ, એ નારદ! અલ્યા ઓ! નારદજી ......**
**અહીં જલદી આવો, વેગે આવો એ નારદ! એ**
**નારદજી ......**

(નારદ એકદમ દોડતા અને હાફતાં હાફતાં આવે છે)

**નારદ-** કેમ માતાજી! મારૂં શું કામ પડયું?

**ત્રણે દેવીઓ–** જુઓ. તમારી નારદવિદ્યામાં અમે ત્રણે ફસાઇ પડ્યાં છીએ. હવે અમને સંકટમાંથી ઉગારવાં એ તમારૂં કામ છે. ત્રણે દેવો ક્યાં અદૃશ્ય થયા તે તો કહો!

**નારદ–** માતાજીઓ! મેં તમને પહેલાંથી જ નહોતું કહ્યું, કે એ પારખું કરવા જેવું નથી. છતાં તેમને અનસૂયાને ત્યાં ભિક્ષા લેવા મોકલ્યા એમણે એવી જાતની ભિક્ષા માગી કે અનસૂયાને ગુંચવણમાં નાંખી દીધાં. પણ એ કંઈ દેવતાઓથી ઉતરે તેવાં નહોતાં! એટલે વિચાર કરીને પોતાના તપના પ્રભાવથી ત્રણેયને નાના બાલક બનાવી દીધા છે. એટલે હવે એ ત્રણે દેવો તમારી પાસે આવી શકે તેમ નથી. તમે શાન્તિથી તપ કરો અને તેઓ નિરાંતે પારણામાં ઝૂલશે!

**ત્રણે દેવીઓ–** હેં! બાળક બનાવી દીધા? શું તેઓને અમારાથી પાછા મૂળ સ્વરૂપમાં લાવી નહિ શકાય?

**નારદ–** તમે તેના કરતાં વધારે તપસ્વિની હો તો તેમ થઈ શકે બાકી એ તો તમને પણ બાળકીઓ બનાવી દેશે. માટે જતાં જરા વિચાર કરજો.

**ત્રણે દેવીઓ–** અમને ત્યાં લઈ જાઓ. અમને બાળકીઓ બનાવશે તો અમારા દેવ સાથે રમવાને મળશે. ચાલો, આપણે ત્યાં સત્વર જઈએ.

**નારદ–** પણ જુઓ, પહેલાં તો તમારે ભિખારી બનવું પડશે અને ભિખ માગવી પડશે.

**ત્રણે દેવીઓ–** હેં! ભિખારી બનવું પડશે? અને ભિખ માંગવી પડશે? એ તો નહિ બની શકે. બીજો કોઇ રસ્તો હોય તો બતાવો.

**નારદ–** આ શિવાય મારી પાસે બીજો ઉપાય નથી. તમે ત્રણે જણાં અનસૂયામાતાને શરણે જાઓ અને તમારા પતિની ભિક્ષા માગો. એટલે તમારૂં બધું દુઃખ દૂર થઈ જશે. બાકી અભિમાન કરશો તો હજારો વર્ષ તપશ્ચર્યા કરવાથી પણ તમારા પતિ તમને મળશે નહિ. માટે ગર્વ મૂકીને વિજય મેળવો.

(બીજો કંઈ ઉપાય ન જણાવાથી ત્રણે એકબીજાની સામું જુએ છે)

**પાર્વતી–** જરૂર, જરૂર, તમે કહેશો તેમ જ કરશું. ચાલો અમે તૈયાર છીએ.

## પ્રવેશ ત્રીજો

(સતી અનસૂયામાતાનો આશ્રમ.) બે બાઈઓ સત્કારાર્થે દરવાજામાં ઊભેલી છે, અંદરના ભાગમાં કોઈ રેંટિયો કાંતે છે, કોઈ ભરત ભરે છે, કોઈ અતિથિને જમાડે છે, કોઈ બાળકોને હાલરડાં ગાઈ પોઢાડે છે. ત્રણે દેવીઓ અનસૂયાના આશ્રમમાં દાખલ થાય છે. બારણે ઊભેલ બાઈઓ તેમને અનસૂયા માતા પાસે લાવે છે. (અનસૂયાનાં આશ્રમમાં ત્રણે દેવીઓ યોગિનીના વેશમાં આવે છે. અનસૂયા સમજી જાય છે કે આ ત્રણેય દેવીઓ છે.)

**અનસૂયા–** પધારો, પધારો યોગિનીઓ, આજ આપનાં પૂનિત પગલાંથી મારો આશ્રમ પાવન થયો છે. ચાલો, ભોજનનો સમય થયો છે. આપને ભિક્ષા આપું.

**ત્રણે દેવીઓ–** માતાજી, અમે આવી ભિક્ષા લેવા નથી આવ્યાં. આપ જો ભિક્ષા આપવા ઇચ્છતાં હો તો અમારી મનમાનતી ભિક્ષા આપી અમને કૃતાર્થ કરો. આપ વચન આપો તો અમે અમારી ઇચ્છા વ્યક્ત કરીએ.

**અનસૂયા–** દેવીઓ! આવી જ વિપત્તિમાં હું એક વાર આવી ગઈ હતી પણ કંઈ વાંધો નહિ. કારણ કે ગૃહસ્થાશ્રમનો ધર્મ છે કે ભિક્ષુકને પાછા ન વળાય. માટે આપ જે ભિક્ષા માંગશો તે હું પ્રયત્નપૂર્વક આપીશ.

**સાવિત્રી–** ધન્ય હો! ધન્ય હો! સતી માતા. અમે આપના બાળકોની ભિક્ષા માંગવા આવ્યા છીએ, તો તે આપી અમને કૃતાર્થ કરો.

**અનસૂયા–** અરે! સાધ્વીઓ! બાળકની તે કયાંય ભિક્ષા હોય? ઇચ્છા હોય તો બીજી કોઈ ભિક્ષા માંગો.

**લક્ષ્મી–** ના, ના, મા! અમારે બીજી ભિક્ષા ન ખપે; આપ ભિક્ષા આપવા માગતાં હો તો બાળકની જ આપો.

**પાર્વતી–** અમે તો તમારા દ્વારે મરશું, સતી અનસૂયે! અમારી તો પ્રતિજ્ઞા છે કે ભિક્ષા લેવી તો તે બાળકોનીજ ભિક્ષા લેશું, નહિ તો જેમ દક્ષને ઘેર સતીએ દેહ છોડયો હતો તેમ દેહ છોડીશું. ઇચ્છા હોય તેમ કરો. અમને પેલા બાળકો આપી સાર્થક કરો, મા!

**અનસૂયા–** પણ એ બાળકો સાથે તમારે શો સંબંધ છે?

**ત્રણે–** આપથી કયાં અજાણ્યું છે? છતાં આપની આજ્ઞાનુસાર કહીએ છીએ. એ ત્રણે અમારા પતિ છે.

**અનસૂયા–** હેં! તમારા પતિ! ત્યારે તેઓ અહિંયા કેમ આવ્યા હતા?

**પાર્વતી–** માતાજી! કહેતાં શરમ આવે છે. અમારી અજ્ઞાનતાથી અમે તેમને આપનું પારખું જોવા મોકલ્યા હતા.

**સાવિત્રી–** દેવી, કૃપા કરો અને અમારા પતિ અમને સોંપી દો.

**અનસૂયા–** દેવીઓ! તેઓ મને એટલા બધા વહાલા લાગે છે કે હવે મારાથી અપાય તેમ નથી.

**લક્ષ્મી–** માતાજી! એવું ન બોલો. આપે અમારી માંગેલી ભિક્ષા આપવાનું કહેલ છે એટલે આપનાથી વચનભંગ નહિ થવાય.

**અનસૂયા–** ભલે ત્યારે, તેમ થાઓ! તમે ત્રણે જણા તમારા પતિને ઓળખી લ્યો. મારી રજા છે. બસ, હવે રાજી થયાં?

**ત્રણે–** માતાજી, આપનું હૃદય સાગર સમું વિશાળ છે. અમારી ઉપર આપે જે કૃપા કરી તે ભૂલી શકાય તેમ નથી. (ત્રણે જાય છે.)

**સાવિત્રી–** (પારણામાં ત્રણે બાળકો સૂતેલા છે, તેની પાસે જઇ નિરીક્ષણ કરે છે. ત્રણે બ્રહ્મારૂપે દેખાય છે, એટલે વારંવાર જૂએ છે. પણ એકનું એક રૂપ દેખાયા કરે છે. સાવિત્રી વિચારમાં પડે છે કે મારે આમાંથી બ્રહ્માને કેમ ઓળખવા. તે બ્રહ્માને ઓળખી શકતી નથી એટલે શરમીંદી પડે છે. આંખ આજ દગો દેતી લાગે છે. માયાવીની માયા-જાળમાં ફસાઈ હોઉં એમ લાગે છે. હવે શું થશે? માથે હાથ દઈ નીચે બેસી જાય છે.)

**લક્ષ્મી**– કેમ બહેન શું થયું?

**સાવિત્રી**– મેં પરીક્ષા કરી લીધી. હવે તમે કરો.

**લક્ષ્મી**– (હોંસભેર જાય છે. –મનમાં– વિષ્ણુ તો જરૂર મારા સામે હાથ ધરશે. એને ધારી ધારી જુએ છે.) આ શું! વિષ્ણુ, વિષ્ણુ, વિષ્ણુ. શું ત્રણે વિષ્ણુ? આહા! છાતીમાં ચીરોડો પડે છે. હૃદય જોરથી ધડકે છે. હવે શું થશે? શું મારા પર દેવ કોપાયમાન થયા? મારી સાથે દગો? જે મને એક પળ પણ વિખૂટી ન મૂકે તે આવી રીતે મારી પરીક્ષા લે છે! ફરી પારણામાં જુએ છે. દેવ, હસો. અનેકને હસાવનારીને આજ હૃદયભંગ ન કરો. જુઓ જુઓ, મારા શરીરમાં આ અપમાનની આગ રોમરોમ બળી રહી છે. શું કરૂં? મારૂં સ્થાન કયાં? હું લક્ષ્મી? આખા જગતને હસતા અને રડતા બનાવવાની શકિત ધરાવનાર, આજ મારે રડવાનો સમય આવ્યો, બીજા પાસે ભિક્ષા માગવાનો વખત આવ્યો. પ્રભુ સહાય કરો, આકરી કસોટી કરો મા. (ફરી તપાસ કરે છે. ત્રણે જણા ખૂબ મોટેથી હસે છે અને વિષ્ણુરૂપે દેખાય છે. લક્ષ્મીજી ગભરાઈ પાછાં ફરે છે.) હાય!! મારૂં અભિમાન આજ ગળી ગયું.

**પાર્વતી**– કેમ બ્હેન! આમ કેમ મુખારવિંદ શ્યામ પડી ગયું?

**લક્ષ્મી**– આંખે અંધારાં આવે છે. તમે તપાસ કરો.

**પાર્વતી**– (જાણે હમણાં જ શંકરને પારણામાંથી પકડી પાડશે એ વિચારે વેગવતી ચાલી જાય છે અને પારણામાં જૂએ છે) મહેશ, મહેશ, મહેશ, શું ત્રણે મહેશ! મારી આંખો ભૂલ કરે એ મારા માનવામાં આવતું નથી. પાછું જૂએ છે અને તે જ સ્વરૂપ નિહાળતાં ગભરાય છે. આનું શું કારણ હશે? અનસૂયાની જાદુઈ માયા પાસે આજ મારૂં કંઈ ચાલતું નથી. (મનમાં) કોને બોલાવી આ માયા દૂર કરાવું? અનસૂયાને આ તિમિર દૂર કરવાની વિનંતી કરૂં તો! નહિ, નહિં, એમ નમવું નથી. નારદજીને બોલાવું. (નારદનું સ્મરણ કરે છે. નારદ આવી નમસ્કાર કરે છે.) નારદજી! આ તમારાં શાં કારસ્થાન છે? ત્રણે **મહેશ** ક્યાંથી આવ્યા? હવે અમારો જીવ લ્યો અને અમને છૂટાં કરો. આ માયાજાળની અમને સમજ નથી પડતી.

**નારદ**– હું તો તમને પહેલાંજ કહેતો હતો કે આ બાબતની હોડ કરો મા, છતાં તમારા સ્ત્રીસ્વભાવ પ્રમાણે રહી ન શક્યાં તો હવે અનસૂયા માતાને પગે લાગો અને કહો કે તમારી માયાથી અમને બચાવો. તમે મહાન છો. તમારી શક્તિને કોઈ પહોંચી શકે તેમ નથી, તો હે માતાજી! અમારા પતિને મૂળ સ્વરૂપમાં લાવી અમને ભિક્ષા આપો.

**ત્રણે**– નારદ, આજ ફસાયાં છીએ એટલે શું કરીએ? હવે તો તમારો પગ સ્વર્ગમાં રહેવો મુશ્કેલ પડશે.

**નારદ**– માતાજી, મને જો આવો જશ આપવો હોય, તો હું આ ચાલ્યો. તમે હવે ગમે તેમ કરો.

**ત્રણે**– નહિ, નહિ, નારદજી. હવે તો જે વેશ લીધો છે તે પુરો જ કરીએ. આપણે બધાં પ્રભુ મેળવવા સાથે જ જઈશું. લ્યો, અમે માતાજીને રીઝવવા જઈએ છીએ. (ત્રણે જાય છે; અનસૂયાની સ્તુતિ કરે છે) અનસૂયામા, સતીદેવી! આપનું તપ અગાધ છે. આપના પારને કોઈ પામી શકે તેમ નથી. માતાજી, અમારી ઉપર કૃપા કરો અને આપના યોગ બળથી અમારા પતિને મૂળ સ્વરૂપમાં લાવી અમને ભિક્ષા આપો. છ, છ માસ થયાં અમે અન્નપાણી તજેલ છે. આજ આપ ભિક્ષા આપી અમને તૃપ્ત કરો. નહિ તો અમારા પ્રાણ તમારે ચરણે ધરીશું.

**ત્રણે**–

**માતા શિર ધરૂં તમ ચરણે ભિક્ષા પતિની દ્યો એ**
**ગર્વ ગળ્યો તમ દર્શન થાતાં, ત્રિવિધ તાપ હરો,**
**પ્રભુદર્શને જીવ તલપે.**

**ભટક્યા જળ સ્થળ સ્વર્ગ પાતાળે, તોય ન શુદ્ધ મળે**
**સંતાડ્યા ક્યાં એ ત્રિપુરારિ, હૈયે અગન ઝરે,**
**પ્રભુદર્શને જીવ તલપે.**

**નિદ નહિ દિન રજની વીતે, અન્નની આખડી છેં,**
**દુઃખ ભર્યું અંતરમાં ભારે, અંતિમ નાદ ખરે**
**પ્રભુદર્શને જીવ તલપે.**

**માતા આશિષ આપો અમને પતિ અમારા મળે,**
**શરણે આવ્યાં સતિ શિરોમણી, મૂળ સ્વરૂપ એ ધરે,**
**પ્રભુદર્શને જીવ તલપે.**

(ત્રણે અનસૂયાનાં ચરણુમાં પડે છે.)

**અનસૂયા**– (હાથ ઝાલી તેમને ઉઠાડે છે અને તેમને આશ્વાસન આપે છે.) દેવીઓ! આવા સુંદર પ્રભાવશાળી બાળકોની માતા થવાનું કોને ન ગમે? આ બાળકો સોંપતાં મારા હૃદયના આઘાતને તમે સમજી શકો તેમ છો. છતાં પણુ તમારા સુખને માટે તમારા પતિને હું તો પાછા સોંપીશ. મારા ઇષ્ટદેવને હું પ્રાર્થના કરૂં કે તેઓ મને શક્તિ આપે અને આ માયા પાછી ખેંચી લે. (આંખ મીચી પ્રાર્થના કરે છે અને ઇચ્છે છે કે, આ દેવીઓને તેમના પતિ પ્રાપ્ત કરાવવાનું બળ આપજો. દેવ! મનુષ્યની શક્તિ દૈવાધીન અને સત્યના આધારે અવલંબેલી છે: જો મેં સત્યવ્રત ધારણુ કરેલ હોય તો આ બાળકો મૂળ સ્વરૂપ બનજો. હાથમાં જલ લઈ ત્રણે બાળકોપર છાંટે છે. ત્રણે બાળકો દેવ સ્વરૂપ બની જાય છે.)

**ત્રણે દેવો**– સતીમાતા! માંગો માંગો, આપને મનગમતું વરદાન માંગો. અમે ત્રણે દેવો આપના તપના પ્રભાવે પ્રસન્ન થયા છીએ.

**અનસૂયા**– દેવતાઓ, જો આપ પ્રસન્ન થયા હો તો આપને પુત્ર તરીકે રમાડવાના કોડ અધૂરા રહ્યા છે તે પૂરા કરો. આપના તરફ વળેલ વાત્સલ્યપ્રેમ છૂટી શકતો નથી. આપ ત્રણેય મારા પુત્ર તરીકે રહો એમ હૃદય ઇચ્છે છે.

**ત્રણે દેવતાઓ**– ભલે દેવી! આપની ઇચ્છા તૃપ્ત થાઓ. થોડા સમય બાદ અમે ત્રણેય દત્તાત્રેય તરીકે આપને ત્યાં આપના પુત્ર રૂપે અવતરીશું. હવે અમને જવાની રજા આપો.

**દેવીઓ**– મહાસતી અનસૂયા, આપ સતીઓમાં શ્રેષ્ઠ છો. આપનો મહિમા મહાસતી તરીકે જગતમાં પ્રખ્યાત થશે. સૃષ્ટિમાં આપની નામના અમરતા મેળવશે. આપની કીર્તિ ચિરસ્થાયી બની, જગતમાં આપનાં ગુણુગાન ઘેરઘેર ગવાશે. સ્ત્રીઓ આપના તપનું અનુકરણુ કરશે તો મનવાંચ્છિત ફળ મેળવશે અને પતિતપાવની બનશે, પવિત્ર થઈ કીર્તિ સંપાદન કરશે. આપના તપના પ્રભાવે આપે દેવતાઓને નમાવ્યા છે. આપના પારને કોઈ પામી શકે તેમ નથી. માતા! અમોએ અભિમાનથી આપના પતિવ્રતના તપની અવજ્ઞા કરી છે તો ક્ષમા કરજો. અમારા પતિદેવો પર કૃપા કરજો મા! હવે અમને રજા આપો તો જઈએ. આપનો ઉપકાર અમારાથી ભૂલી શકાય તેમ નથી.

**અનસૂયા**– પ્રભુ! દેવીઓ! દેવતાઓ તરફની કસોટી હરેક પ્રકારે ફળદાયી હોય છે. આપનાં પૂનિત પગલાંથી મારૂં અને અત્રિઋષિનું અહો ભાગ્ય થયેલું માનું છું. પ્રભુ! આપે દીધેલ વચનનો શુભ સંદેશો હમણાં જ હું અત્રિઋષિને પહોંચાડું છું. આપ ત્રણે દેવો, દત્તાત્રેય તરીકે અવતરવાના છો એના જેવો અલભ્ય લાભ બીજો શું હોઈ શકે? આપે તો અમારૂ કલ્યાણ ઇચ્છયું છે. કસોટી એ તો પ્રભુને પામવાની ઉમદા તક છે. પ્રભુ! થોડી વારમાં અત્રિઋષિ અત્રે પધારશે, તો આપ એમને દર્શન આપીને પછી પધારો એવી વિનંતી કરૂં છું.

**ત્રણે દેવો**– માતા! આપની જ ધીરજને અને તપને ધન્ય છે. આપ મહાસતી નામને યોગ્ય છો માતા! અમારા તરફનો પરીક્ષાનો પ્રસંગ ભૂલી અમારો અપરાધ ક્ષમા કરજો માતા! અત્રિઋષિ આવે ત્યાં સુધી અમે અહિંજ રહીશું.

(અત્રિઋષિ આવે છે)

**અત્રિઋષિ**– (પ્રણામ કરે છે) પ્રભુ! જે દર્શન હજારો વર્ષના તપથી મેં ન મેળવ્યું તે આજે સતી અનસૂયાના તપથી મને મળે છે. આજ હું મારા તપને પરિપૂર્ણ થયેલ માનું છું. દેવ! આપની કૃપા અગાધ છે. જગતમાં બન્ને પાંખ વગર ધારેલા માર્ગે પહોંચી નથી શકાતું. સ્ત્રીપુરૂષ વચ્ચે રહેલ ભેદભાવથી જો મુકત થવાય, તો જરૂર પરમાત્માનાં દર્શન થાય, એનો આ પ્રત્યક્ષ દાખલો છે. આ પ્રસંગે આજ મારો હર્ષ સમાતો નથી દેવ! આપના દર્શનનો અલભ્ય લાભ મેળવી આજ હું કૃતકૃત્ય થયો છું અને આપે આપેલા વરદાન પ્રમાણે આપ વહેલા પધારી અમારી અધુરી આશા પૂર્ણ કરો એવી પ્રાર્થના છે. આપે અમારા પર કૃપા કરી અમારો યશ વધાર્યો છે. આપના ઉપકારનો બદલો વાળી શકાય તેમ નથી, દેવ!

**ત્રણે દેવો**– દેવર્ષિ! મહાસતી અનસૂયાએ અમને પ્રેમબંધને બાંધી લીધા છે. એની માયાનો પાર અમે પામવા સમર્થ નથી. અમે ત્રણેય દેવો દત્તાત્રેય તરીકે આપ બન્નેની સેવામાં થોડા વખતમાં હાજર થઇશું. હવે અમને રાજીખુશીથી રજા આપો. (ત્યાં ત્રણે દેવો તથા દેવીઓ અદૃશ્ય થાય છે, અને ત્રણ બાળકો તેમની પાસે રમતા દેખાય છે. સર્વત્ર આનંદ આનંદ પ્રસરી રહે છે.)

---

# સેવાની સિદ્ધિ



## પુરૂષ પાત્રો

| | | |
|---|---|---|
| મહાદેવજી | : | ભગવાન શંકર કૈલાસપતિ |
| કાર્તિક સ્વામિ | } | પાર્વતી ના પુત્રો |
| ગણુપતિ | | |

## સ્ત્રી પાત્રો

| | | |
|---|---|---|
| પાર્વતિ | : | મહાદેવજી ના પત્ની |
| રિદ્ધિ-સિદ્ધિ | : | ગણુપતિ ના પત્ની |

# સેવાની સિદ્ધિ

## એકાંકી નાટક

### પ્રવેશ પહેલો.

(પાર્વતી અને મહાદેવજી કૈલાસમાં બેઠાં છે)

**મહાદેવજી**– પાર્વતીજી, તમે બહુજ ભોળાં છો. આ વખતે હું પૃથ્વી ઉપર જવાનો છું, પણ તમને સાથે નહિ લઈ જાઉં.

**પાર્વતીજી**– કેમ પ્રભુ!

**મહાદેવજી**– કારણ કે તમે કોઈનું દુઃખ જોઈ નથી શકતાં અને રસ્તામાં મને દુઃખનું નિવારણ કરવા રોકો છો અને હેરાન કરો છો. મનુષ્ય કર્મ પ્રમાણે સુખદુઃખ ભોગવે તેમાં ઘડી ઘડી આપણે વચમાં પડી તેને ઉગાર્યા કરીએ તો અસંખ્ય માનવો વચ્ચે આપણો આરોજ ન આવે. માટે આ વખતે તમે કૈલાસમાં આનંદ કરજો.

**પાર્વતીજી**– વાહ, પ્રભુ! એવો કોપ નહિ કરતા. અહીં હું એકલી શું કરૂં?

**મહાદેવજી**– એકલા કયાં છો! હવે તો તમારે બે દીકરા છે એટલે એઉને લાડ લડાવવામાં વખત કયાં જશે તેની ખબર નહિ પડે. લ્યો જૂઓ! એ બન્ને લાડકવાયા આવતા હોય એમ દેખાય છે અને કંઈ વાદવિવાદ કરતા હોય એવા ચેનચાળા લાગે છે. તમે તેમનો કજીઓ પતાવજો. હું તો જાઉં છું.

**પાર્વતીજી**– ભલે પ્રભુ! વહેલા પધારજો. પણ જૂઓ આપણે આ બન્ને બાળકોનાં લગ્ન કરવાનાં છે કારણ કે તેઓ ઉંમરલાયક થયા છે એટલે એ લગ્નનો પ્રસંગ ઉકેલી પછી આપ પધારો તો સારૂં.

**મહાદેવજી**– ભલે દેવી, જેવી તમારી ઇચ્છા.

**કાર્તિક સ્વામી**– જો ગણપતિ, તું ઝાઝી ગડબડ નહિ કર. હું તારા કરતાં મોટો છું માટે પહેલી પૂજા મારી થવી જોઈએ. જો હું ન હોત તો તારકાસુરને કોણ મારત! આજ તો માતાજીને કહી હું તારૂં પૂજન બંધ કરાવીશ. સવાર પડે ને રોજ અવાજ આવે 'વિઘ્નેશ્વરાય વરદાય

સુરપ્રિયાય' હવે એ શબ્દો મને તીર સમા ખૂંચે છે. દેવતાઓને જ્યારે દૈત્યો સાથે યુદ્ધ થાય છે ત્યારે પહેલો મને બોલાવે છે, ત્યાં મારૂં પૂજન થાય છે અને તેઓને શત્રુ વગરના હું કરૂં છું છતાં મનુષ્યલોકમાં મારી પૂજા નહિ અને તારી દરરોજ કેમ?

**ગણપતી**– તમે તો દેવતાઓના પૂજ્યપાદ છો ને? મારૂં પૂજન તો મનુષ્યલોકમાં થાય છે.

**કાર્તિક સ્વામી**-હવે મનુષ્યલોકમાં પણ મારીજ પૂજા પહેલી થવી જોઇએ. કારણ કે અનેક અસુરોને મેં માર્યા, ઇન્દ્રના હાથમાંથી ગયેલું સ્વર્ગ પાછું આવ્યું મારા બળથી, કેમ તને તે વખતે ન બોલાવ્યો? શું તારે બેઠા બેઠા લાડવાજ ખાવાના અને પૂજાવાનું? સવાર પડે ને પહેલી પૂજા 'ગણાનાત્વા ગણપતિ' ચાલે. એ હવે નહિ થવા દઉં. હવે તો પહેલી પૂજા કાર્તિક સ્વામીની થશે અને સ્તુતિ બોલાશે કે—

પહેલું પૂજન કાર્તિક સ્વામી
પહેલું પૂજન કાર્તિક સ્વામી
પહેલું પૂજન કાર્તિક સ્વામી

બોલ કબૂલ છે કે નહિ? નહિ તો દૈત્યો સાથે લડવાને હું તનેજ મોકલીશ. પછી જોઇશ કે જાડું શરીર લડાઇમાં કેવું ફરે છે.!!!

**ગણપતી**– (હસતાં હસતાં) માતાજીએ મને મોટું પદ આપ્યું છે અને મારી પૂજા કરાવે છે એટલે હું મોટો. પણ જો માતાજીની ઇચ્છા તે પદ તને આપવાની હોય, તો હું પણ તારી પૂજા કરીશ, બોલ હવે તું ખુશી?

**કાર્તિક સ્વામી**– બહુ બુદ્ધિશાળીનો ડોળ કરે છે પણ આજે તારૂં પાણી ઉતરી જશે; પછી આવું હસતું મોઢું નહિ રહે!

**ગણપતિ**– તને આનંદ થશે ને? એ જોઇ હું આનંદિત થઇશ. મોટાભાઇને મોટા પદે જોતાં કેમ આનંદ ન થાય? મને બહુજ આનંદ થશે. ભરતે રામના રાજતિલકથી વધારેં આનંદ અનુભવ્યો હતો; મને પણ એવોજ આનંદ થશે.

**કાર્તિક સ્વામી**– બહુ ડાહ્યા, બહુ ડાહ્યા; હવે જોઇશ કે કેવો આનંદ રહે છે તે?

## પ્રવેશ બીજો.

( પાર્વતી પાસે લડતા લડતા બન્ને જાય છે. )

**કાર્તિક સ્વામી**– માતાજી પ્રણામ કરૂં છું. (ગણુપતિ પણુ પ્રણુામ કરે છે) માતાજી! મેં તારકાસુર સાથે હજારો દૈત્યોને માર્યા છે અને દેવતાઓને મહાન ભયમાંથી ઉગાર્યા છે. બોલો માતાજી! અમારા બેમાંથી કોણુ મોટું ?

**પાર્વતીજી**– મારા વહાલા બેટાઓ, આમ ભાઈ ભાઈમાં લડાઈ ન કરાય. જાઓ, સંપથી રહો અને આનંદ કરો. તમારા જેવાને આ રીતે લડવું શોભતું નથી. કાર્તિક દેવતાઓમાં પૂજ્ય, ગણુપતિ મનુષ્યોમાં પૂજ્ય તમે બન્ને સરખા.

**કાર્તિક સ્વામી**– નહિ માતાજી, મનુષ્યલોકમાં પણુ મારૂંજ પૂજન થવું જોઈએ. આ બાબતનો ન્યાય આપે આપવોજ પડશે અને પછીજ અમે રમી શકીશું. ( પાર્વતીજીએ મનમાં જાણ્યું કે કાર્તિક સ્વામી હઠે ભરાયા છે અને સમજે તેમ નથી. પણુ આ કજીઆનું પરિણુામ સારૂં નહિ આવે. (માતાજીના અંતરમાં ગ્લાનિ થાય છે, વિચારમાં પડે છે.)

**પાર્વતીજી**– જો કાર્તિક; ગણુપતિ કરતાં પહેલો તું ઉત્પન્ન થયો છે એટલે ખરી રીતે તું જ મોટો કહેવાય; છતાં તને સંતોષ ન થતો હોય તો તમારા બન્નેમાંથી જે પૃથ્વીની પ્રદક્ષિણુા વહેલો ફરી આવશે તે મોટો ગણુાશે અને તેને હું રિદ્ધિસિદ્ધિ પરણુાવીશ.

**કાર્તિક સ્વામી**– (ગણુપતિ તરફ આડી આંખે જૂએ છે અને સૂચવે છે, કે તે જાડા શરીરવાળો પૃથ્વી પ્રદક્ષિણુા કેમ કરશે તે ખબર પડશે. માતાજી તરફ જોઇને) હાશ માતાજી, તમે કેવાં વહાલાં લાગો છો? (માતાજીને ભેટે છે) ચાલો, હું હવે પ્રદક્ષિણુા કરવા જાઉં છું. (માતાજીને પગે લાગવાનું કે તેમની આશિષ માગવાનું ભૂલી જાય છે, આનંદમાં એકદમ દોડે છે.)

**ગણુપતિ**– માતાજી, પ્રણુામ કરૂં છું. આપ આશીર્વાદ આપો, કૃપાદૃષ્ટિ કરો કે હું વિજયી બની વહેલો આવું.

**પાર્વતીજી**– અસ્તુ: બેટા! જા તારા સર્વે મનોરથો પૂર્ણ થશે (ગણુપતિ જાય છે).

**ગણુપતિ**– (આ શરીર જાડું છે, ચાલી શકાય તેમ નથી. હવે શું કરૂં ? વિચાર કરે છે. (થોડીવાર પછી) શું, મારા માતાજી પૃથ્વીરૂપે નહિ ? ચાલ હું તો માતાજીને પૃથ્વી ગણી તેનું પૂજન કરી તેની પ્રદક્ષિણા કરૂં; પછી ભલે કાર્તિક સ્વામી રિદ્ધિસિદ્ધિ વરે અને મોટા ગણાય. મારૂં સર્વ શુભ અને મોટાઇ મારાં માતાજીમાં છે. ગણુપતિ પૂજનનો થાળ લઇ આવે છે) માતાજી, માતાજી, આવો, જુઓ, હું પૃથ્વીની પ્રદક્ષિણા ફરી આવ્યો. (પાર્વતી હરખાતાં બહાર આવે છે. ગણુપતિ કંઇ પણ બોલ્યા વગર તેની પ્રદક્ષિણા ફરવા મંડી જાય છે. સાત પ્રદક્ષિણા પૂરી થાય છે એટલે તેના પગમાં પડે છે.) માતાજી, આપ મને આખી પૃથ્વી સમાં છો. આપનું પૂજન કરવાની મને રજા આપો.

**પાર્વતીજી**– (ગણુપતિની બુદ્ધિને ધન્યવાદ આપતાં હસી પડીને) બેટા, મારા દીધેલ કોલ પ્રમાણે તું મોટો છે, અને રિદ્ધિસિદ્ધિ તને પરણાવું છું. (રિદ્ધિસિદ્ધિને બોલાવી ત્યાં ગણુપતિનો હસ્ત મેળાપ કરાવે છે ત્યાર પછી ગણુપતિ રિદ્ધિસિદ્ધિ સહિત માતાજીની પૂજા કરે છે. ત્યાં આનંદ મંગળ વર્તાઇ રહે છે. દેવતાઓ પુષ્પની વૃષ્ટિ કરે છે. માનુની મધુર કંઠે ગીતો ગાય છે અને દેવોના દુંદુભિ વાગે છે. ઋષિમુનિ અને ગાંધર્વો ગણુપતિની તથા માતાજીની સ્તુતિ કરે છે. જયજયકાર વર્તાઇ રહે છે.)

## પ્રવેશ ત્રીજો.

(આ બાજુ કાર્તિક સ્વામી દિવસ કે રાતના જરા પણ વિસામા વગર પૃથ્વીની પ્રદક્ષિણા પૂરી કરવામાંથી નવરા નથી થતા. પ્રદક્ષિણા કરતાં કરતાં ઘણો કાળ વહી ગયો. ઘણે કાળે અંત આવેલ જાણી આનંદીત થાય છે અને હરખાતા હરખાતા વિચાર કરે છે, "મને જ્યારે આટલો લાંબો કાળ પૃથ્વીની પ્રદક્ષિણા કરતાં થયો તો ગણુપતિને તો કેટલોય સમય લાગે; કદાચ આખી જીંદગી પણ પૂરી થાય તોય આરો ન આવે. એની બિચારાની શી દશા થઇ હશે ? એ કયાંય દેખાયો નથી. કદાચ હજી તે વિચાર કરતો હશે કે આવા જાડા શરીરે પ્રદક્ષિણા કેમ કરાશે.

માતાજીએ યુકિત બરાબર શોધી છે, જેથી મનેજ મોટું પદ અને રિદ્ધિસિદ્ધિ મળે. વાહ!! માતાજી, તમારી બુદ્ધિને ધન્ય છે કે આ રીતે મને વિજય આપવાની પેરવી કરી: આમ કરતાં કરતાં તે ઘેર પહોંચે છે. ત્યાં માતાજી તથા ગણુપતિ ને રિદ્ધિસિદ્ધિ અને તેમનાં બે બાળકો લાભ અને શુભની સાથે આનંદ કરતાં જોઇ એકદમ ગુસ્સે થાય છે).

**કાર્તિક સ્વામી**– માતાજી આ શું? પૃથ્વીની પ્રદક્ષિણા કરીને જે વહેલો આવે તેને આપે રિદ્ધિસિદ્ધિ આપવાનું, અને મોટું પદ આપવાનું કહેલું. શું આપ પણ એ વચનમાંથી ફરી ગયાં? આપ આવાં વચનભંગ થશો એ મેં ધાર્યું ન હતું. માતા પુત્રો વચ્ચે ભેદભાવ ગણતી હશે, એ મેં આજેજ જોયું. (કાર્તિક સ્વામી એકદમ લાલ આંખ કરી ક્રોધાવેશમાં ઊભા છે. ત્યાંના સેવકગણો અને ગણપતિ સહિત રિદ્ધિસિદ્ધિ થરથર ધ્રૂજે છે. પૃથ્વીનો પ્રલયકાળ થશે કે શું એવો ભય વ્યાપી રહ્યો છે.)

**પાર્વતીજી**– શાંત થા બેટા! શાંત થા. હું જોઇ શકું છું કે તને બહુજ પરિશ્રમ પડયો છે; આવ મારી ગોદમાં આવ. હું તારો થાક ઉતારૂં અને તને સમજાવું (પાર્વતી તેને પોતાની પાસે લેવા હાથ લંબાવે છે.)

**કાર્તિક સ્વામી**– નહિ મા, હવે તો હું જંગલમાં તપશ્ચર્યા કરવા જઇશ. આ અન્યાય મારાથી સહન ન થાય.

**પાર્વતીજી**– બેટા, પૃથ્વી કરતાં માતા વધારે પવિત્ર છે એ તું ન સમજ્યો અને પૃથ્વીની પ્રદક્ષિણાના પુણ્ય કરતાં માતાની પ્રદક્ષિણાનું પુણ્ય સહસ્ત્રગણું વધારે છે એ તેં ન જાણ્યું, અને આ ગણુપતિ સમજી ગયો. તેણે મને પૃથ્વી કરતાં પણ પવિત્ર ગણી અને મારી પ્રદક્ષિણા કરી, અને તે જીત્યો; તેની ઇર્ષા કરી તું ખોટો ક્રોધે ભરાયો છે એ ઠીક નથી. ભાઇના સુખ અને બુદ્ધિચાતુર્ય પર તારે રાજી થવું જોઇએ તેને બદલે તું ઇર્ષા કરે છે તે યોગ્ય નથી. (આ સાંભળી કાર્તિક સ્વામીનો ક્રોધ ઉતરી ગયો, તેને પોતાની ભૂલ સમજાઇ.)

**કાર્તિક સ્વામી**– માતાજી, મને માફ કરજો. (ગણુપતિને) આપની બુદ્ધિમાં જે વાત આવી, તે હું તામસી હોવાથી મારી બુદ્ધિમાં ઉતરી ન શકી. મને માફ કરજો. મારાથી ક્રોધાવેશમાં જે અપશબ્દો બોલાયા હોય તેની ક્ષમા કરજો. (પગે લાગે છે.)

**પાર્વતીજી**– ઘણું જીવો બેટા, અને આ દુનિયામાં તમે એક મોટા દેવ તરીકે પૂજાશો. તમારી માનતાઓ લોકો કરશે અને તેમના મનોરથો તમો પરિપૂર્ણ કરશો. તમારી કીર્તિ અમર રહેશે. તમે તો દેવતાઓના પૂજ્ય છો ને?

**કાર્તિક સ્વામી**– માતાજી મને ખુશીથી રજા આપો, કે જંગલમાં જઈ આ મારા અપરાધ માટે તપ કરૂં, અને મારા અંતરમાં અખંડ શાંતિ મેળવું. તપ વગર મને શાન્તિ મળશે નહિ.

**પાર્વતીજી**– ભલે, મારા વહાલા બાળ, તારા આત્માની શાન્તિ માટે તું સુખેથી સીધાવ અને અખંડ શાન્તિ મેળવ. (કાર્તિક સ્વામી માતાની સેવામાં રહેલ સિદ્ધિનાં યશોગાન ગાય છે. અને માતાના ઉચ્ચપદને દિપાવતી અનેક માતાઓ પુત્રના કાર્યથી પૂજાતી રહે એમ ઇચ્છે છે.)

**કાર્તિક સ્વામી**– (મનમાં) મેં પૃથ્વીની પ્રદક્ષિણા કરી અને ગણપતિએ માતાજીની પ્રદક્ષિણા કરી, જે હું ન પામ્યો તે ગણપતિ પામ્યા, આથી જાણવું કે, માતાની પૂજા શ્રેષ્ઠ છે. માતાની સેવામાં સર્વ દેવોની સેવા સમાયેલી છે. સર્વ સુખી રહો.



# રક્ષા બંધન

પદ્મા– આવ રમણ તને રક્ષા બાંધું.

રમણ– કેમ આજે વળી શું છે?

પદ્મા– ભુલી ગયો બળી રાજાની વાત? આજે બળેવ છે.

રમણ– (યાદ કરતો હોય તેમ) કંઇ યાદ નથી આવતું.

પદ્મા– જો મારૂં ફરમાસુ ભેજું શોધી રહ્યું છે કે, બળી રાજા યજ્ઞમાં જતા હશે ત્યારે તેની બ્હેને તેને કહ્યું હશે કે, આવ વીરા, હું તને રક્ષા બંધન બાંધું. બળી રાજા તો દેવતાઓના પણ રાજા, એને હસવું આવ્યું હશે અને કહ્યું હશે કે બ્હેન, એ વ્હેમ છોડી દીયો. મનુષ્ય પ્રયત્નથી પ્રારબ્ધ મેળવી શકે છે. તમારો સુકો આશીર્વાદ મને શું લાભ કરવાનો છે? ત્યારે તેની બ્હેન નિરાશ થઇ ચાલી ગઈ હશે અને ત્યારબાદ બટુકજી ભિક્ષા લેવા આવ્યા હશે. ગુરૂ શુક્રાચાર્યે વાર્યાં છતાં અભિમાનના મદમાં તેણે ગુરૂને પણ ગણકાર્યાં નહિ, અને બટુકજીએ ત્રણ ડગલાં પૃથ્વી માગી અને વિરાટ સ્વરૂપ બની આખી પૃથ્વી જીતી લીધી. વધારામાં પગ મુકવા માટે જગ્યા ન રહી ત્યારે બળી રાજાએ પોતાનું શિર ધર્યું, બટુકજીએ તેને માથે પગ મુકયો એટલે બટુકજીના ભારથી તે તો પાતાળમાં પહોંચી ગયા, અને આ દુનિયામાં સંદેશો મોકલ્યો કે શ્રાવણ માસની પુનમે બ્હેન ભાઇને આશીર્વાદ આપે અને રક્ષા બાંધે, તો તે દિવસનો અશીર્વાદ સફળ થશે, અને ભાઇઓ જો અભિમાનથી બ્હેનનું અપમાન કરશે તો અભિમાનનું ફળ બુરૂં આવશે.

રમણ– એમ છે? તો બાંધ બહેન. તારાં આશિર્વચન મને આપ કે હું હંમેશાં વિજય મેળવતો રહું.

( શાર્દૂલ )

પદ્મા–

ભ્રાતા દીપક કુળનો બની રહે, દીર્ઘાયુ ઇચ્છું સદા,
શ્રી ધી વિજયમાળ અર્પું તુજને, ઉદ્યોગી ને વીર થા;
રક્ષાબંધન રૂપમાં હૃદયની આ વાંચ્છના મુકતી,
સ્વીકારો મમ ભ્રાત પ્રેમ સહ આ, આશિષ છે રાંકડી.
વીરા આ ભગિની કને નથી બીજું આશિષવિણ અન્ય કંઇ,
ચિન્તા કષ્ટથી રક્ષજો પ્રભુ તને આશિષ છે એનવી.

રમણ– વાહ, બ્હેન વાહ, તારા જેવી બેનથી આજ હું મારૂં જીવન ધન્ય માનું છું. બોલ તને હું કઇ રીતે રાજી કરૂં ? તને કેમ સંતોષું ?

પદ્મા– વીરા, દ્રૌપદીને જેમ કૃષ્ણ સમયે સમયે સહાય કરતા હતા તેમ તું મારો વીર હંમેશાં મારી સહાય કરતો રહે એવી ઇચ્છા છે.

રમણ– બ્હેન, હંમેશાં હું તારા સુખદુઃખમાં ભાગીદાર બની રહીશ. અને મારા પણ તને આશીર્વાદ છે કે તું કદિ દુઃખી નહિ થા, (રમણ પગે લાગે છે) બ્હેન મને જવાને મોડું થાય છે, હું જાઉં ?

પદ્મા– હા વીરા, સુખે સીધાવ, અને આ દુનિયામાં ચિરંજીવી બની રહે એ આશિષ છે. હૈયું ભાઇને મળવા તલપાપડ થઈ રહે છે. કંઇ અનેરો આનંદ જાગે છે. (ભાઈ જાય છે) ભાઈ કહેતાં હૃદયમાં કંઈ અવનવી ઊર્મિ જાગે છે. માતાપિતાની આંખનો એ તારો, પિતાના કુળને ઉજ્વળ કરનાર, તારનાર, વીર ઉપર કઇ બ્હેનને પ્રેમ ન આવે ? ખમ્મા વીરને. ચાલ, આજ તો ઘણું મોડું થયું. ઘણું જીવો મારા વીર!

# વિદ્યાના મોહ



## પાત્રો

લક્ષ્મી : લક્ષ્મીચંદ લખેસરી ની દિકરી

માતા : લક્ષ્મી ની મા

મધુમતિ (ટુંકુ નામ મધુ)
માલતિ
ઈન્દીરા
} લક્ષ્મી ની સહીયરો

સવિતા
સરસ્વતિ
નિર્મળા
} વિદ્યાલય ની કાર્યકર બહેનો

# વિદ્યાના મોહ

**કડવાં લાગે એ મને સાહિત્યનાં સ્વપ્નાં**
**અંતરમાં ઉંડા ઉચાટ રે, કડવાં લાગે એ મને – સ્વપ્નાં**

(હાથમાં ચોપડી લઈ લક્ષ્મી વાંચવાનો પ્રયત્ન કરે છે.)

**લક્ષ્મી**– હું લક્ષ્મી, લક્ષ્મીચંદ લખેસરીની દીકરી. મારે શામાટે આવી ખોટી મહેનત કરવી જોઈએ? બાપને એકની એક દીકરી છું. લાખો રૂપીઆ છે. એક પંડિત રાખી લઈશ, જેથી તેના બિચારાના દશ માણસોનો નિર્વાહ થાય. બા કહેતી હતી કે તારાથી ન વંચાય તો કંઈ નહિ. એક કંપેનીઅન રખાવી આપીશ. આહાહા, મમી અને પપ્પાજી કેટલી મારી પ્રેમભરી સંભાળ લે છે, મારી કેવી કાળજી રાખે છે? હું સત્તર વર્ષની થઈ છતાં હજી ગુજરાતી બીજી પૂરી નથી કરી. ખરેખર ઈનામ તો મને મળવું જોઈએ કે મારા વડે પંડિત અને કંપેનીઅનને મોટા પગારો મળશે. આ ચોપડી સામું જોઉં છું, ત્યાં ત્રાસ થાય છે. છાતીમાં મુંઝારો ઉપડી આવે છે. એમાંનો એક અક્ષર મારા મગજમાં નથી ઉતરતો.

**કંટાળી હું પોથાથોથાથી, હારી હું હદબહાર હવે તો.**
**માથાફોડ કરી ભેજામાં, વ્યર્થ વધાર્યો ભાર –**
**પહેરીઓઢી મસ્ત બનીને, સાહેલીમાં મહાલું જ્યારે**
**આનંદ આનંદ થાયે ત્યારે, નહિ કંઈ બીજું ભાન.**

(લક્ષ્મીની માતા પ્રવેશ કરે છે.)

**માતા**– લક્ષ્મી, આજે તારે ધનપાલશેઠને ત્યાં પાર્ટીમાં જવાનું છે અને ત્યાંથી મોટાઓને ભણાવવા માટેનું સ્ત્રી વિદ્યાલય જોવા જવાનું છે. તને ત્યાં ભણવા બેસાડવાની છે. જા બહેન, જલદી તૈયાર થા.

(સામેથી મધુરિકા આવતી દેખાય છે.)

**લક્ષ્મી**– જો જો, પેલી મધુરિકા આવી. બા તેને તમે બોલાવી હતી?

**માતા**– મધુરિકાને અને માલતીને બંનેને બોલાવ્યાં છે. તને એકલું ન લાગે તે માટે.

**લક્ષ્મી**– ઓ મારી મા, તું મને કેવી વહાલી લાગે છે?

**મધુ**– લક્ષ્મી, તું હજી તૈયાર નથી થઇ? ચાલ, જલદી કર. પાર્ટીનો ટાઇમ થઈ ગયો છે.

**માલતી**– એવી સાડી પહેરજે કે ભણેલીઓ ભાન ભૂલી જાય હોં!...

(ઇન્દિરા દાખલ થાય છે. તેને કાને ઉપલા શબ્દો પડે છે.)

**ઇન્દિરા**– આપણી અભણ પાર્ટીએ ભણેલાઓને હરાવવા જોઇએ. ચાલ, તું જલદી તૈયાર થા.

**લક્ષ્મી**– ચાલો ત્યારે. હું હમણાં તૈયાર થઈ આવું છું. (લક્ષ્મી જાય છે.)

**ઇન્દિરા**– મધુ, મારા પપ્પાજીએ મારે માટે એક પંડિત રાખ્યો છે. મને રોજ સંસ્કૃત ભણાવવા આવે છે. અને એને હું એવા ઉંઠાં ભણાવું છું કે તેને જોતાંજ હું બહાર નાસી જાઉં છું. પણ તે પપ્પાજી પાસે ફરીઆદ નથી કરી શકતો, પણ કોઇવાર જ્યારે મને શીખવાડે છે કે "ઉદ્યમે નહિ સિધ્યન્તિ" ત્યારે મને જાણે ભયંકર સિંહની ગર્જના થતી હોય એવો ભાસ થાય છે. પંડિતજી સિંહ જેવા લાગે છે અને છાતીમાં કંપ થાય છે.

**માલતી**– મારા પણ એજ હાલ છે. ભણવાનું નામ આવે ત્યાં ટાંટીઆ ઢીલા થાય છે પણ જયારે બા કપડાં ખરીદવા લઈ જાય છે, ત્યારે શેર લોહી ચડે છે અને એવી સાડીઓ ખરીદી લાવું છું કે ભણેલાઓની અક્કલ કામ ન કરે.

**મધુ**– જ્યારે મને ભણાવવા માટે બાઈ આવે છે, ત્યારે રોજ પેટમાં દુ:ખે છે અને જ્યાં સુધી બેસે ત્યાં સુધી મારા પેટમાં દુ:ખ્યાજ કરે છે. બાની લાડીલી એટલે એને જેમતેમ સમજાવી બા એને પરબારી રવાના કરે છે. શનિરવિ ભાઈભાભી સીનેમામાં જાય, ત્યારે હું એકદમ સાજી સિંહણ જેવી તન્દુરસ્ત થઈ જાઉં છું અને જો કોઈવાર ભાભી એકલાં સીનેમામાં જાય તો સિંહણ સમી ત્રાડથી એને એવા ડરાવું છું કે એ એકલાં જઈ જ ન શકે. સીનેમા, આ હા હા હા, મારા આનંદનું સ્થાન, મારા લોહીનો પ્રવાહ વધારવાનું યંત્ર. (ઘડીઆળમાં છના ટકોરા થાય છે.)

ઇન્દિરા- (ઘડીઆળ સામું જોઈ.) બાઈસાહેબે તો કુલાક કરી પાર્ટી ખલાસ. હવે તો અહીંજ શુકાના કર્યે છૂટકો.

મધુ- ત્યારે ચાલો અહીંજ બીજ જમાવીએ.

(સામેથી કાર્યાલયની બહેનો આવતી દેખાય છે.)

માલતી- આ કોઈ ધાડ આવતી દેખાય છે. આજ તો આપણા આનંદનો દિવસ સાવ બગડયો લાગે છે.

ઇન્દિરા- આપણા નસીબમાં આનંદ માંડયો છે જ ક્યાં? ન ભણ્યા એટલે દુનિયાના બધા શિખામણના પોટલા આપણી પાસે આવે છે અને દરેક માણસ કંઈ નહિ ને કંઈ શિખામણ આપતું જ જાય છે. (મોઢું બગાડી) હવે જાઉં છું હું.

મધુ- એમ કંઇ જવાય? બેસ. દરેક કાર્યમાં આપણા બધાના ભાગ સરખાજ ને?

માલતી- સપડાયાં છીએ તો હવે જોઈએ, શું થાય છે.

(કાર્યાલયની બહેનો આવી પહોંચે છે.)

(એકબીજા સામસામાં નમસ્કાર કરે છે.)

આવનાર- અમે લક્ષ્મીબહેનને અમારૂં કાર્યાલય જોવા માટે તેડવા આવ્યાં છીએ. આપ અહીં ક્યાંથી?

મધુ- અમે તો આજે ધનપાળશેઠને ત્યાં પાર્ટીમાં જવા માટે આવ્યાં હતાં પણ આ અમારાં લક્ષ્મીબાઈ પાર્ટી ખલાસ તો પણ તૈયાર ન થયાં. તે તમને મળવા માટે જ ને? અમારો આજનો દિવસ સાવ બગાડયો.

આવનાર- સારૂં થયું ને? નહિ તો અમારે નિરાશ થઈ પાછું જવું પડત

માલતી- તમારા કાર્યલયમાં શું શું કાર્યક્રમ થાય છે?

આવનાર- ઘણુંઘણું થાય છે. તમે ત્યાં આવશો તો તમને આનંદ થશે.

(લક્ષ્મી દાખલ થાય છે. બીજા આવનારને જોઇ 'ઓ માઈ ગોડ, આ વળી કોણ?' ત્યાં એની મમી આવે છે.)

**સખી**– આ કાર્યાલયની બહેનો તને તેડવા આવી છે. તો હવે પાર્ટીમાં નહિ જતાં, ચાલો આપણે તેમનું સ્ત્રી વિદ્યાલય જોઈ આવીએ.

**લક્ષ્મી**– સ્ત્રી વિદ્યાલય જોવા જવું એના કરતાં જુહુને દરીએ જવું શું ખોટું? (મમ્મીના કાનમાં) એને થોડા રૂપીઆ આપી દો એટલે આપણે એ જંજાળમાંથી છૂટીએ.

**સવિતા**– બહેન, અમે તમને વિદ્યાની દોરીએ બાંધવા આવ્યાં છીએ. એમ જલદીથી દોરી ઢીલી મૂકીએ તેવાં નથી. હવે તો તમારે અમારી સાથે આવવું જ પડશે.

**સરસ્વતી**– (મનમાં– લક્ષ્મીચંદશેઠે આગ્રહપૂર્વક કહેલ કે લક્ષ્મીને અને તેની માતાને ગમે તેમ કરી વિદ્યાનો રસ લગાડવો.)

**નિર્મળા**– જોને બહેન, વિદ્યાલય તો પવિત્ર મંદિર સમું કહેવાય. તમે ત્યાં આવશો તો તમારા આ ભાવો બદલાઈ જશે. હજી તમારી ઉમ્મર નાની છે. સ્વભાવે ચાલાક છો એટલે જલદીથી શીખી જશો અને તમને સારાં સારાં પુસ્તકો વાંચવામાં એવો આનંદ આવશે કે એ રસનો સ્વાદ મૂકી નહિ શકો.

**સરસ્વતી**– બહેન, શા માટે છતી આંખે પરવશ થવાનું પસંદ કરો છો? તમે કદાચ કંપેનીઅન રાખશો તો પણ તેના વગર તમારાથી ક્યાંઈ જવાશે નહિ, તેની સલાહ લીધા સિવાય તમારાથી કંઈ બોલાશે નહિ. કોઇને તમારા વિચારો દર્શાવી નહિ શકાય. એવી ખોટી ગુલામી પૈસા ખરચી તમારે શા માટે વહોરવી જોઈએ?

**લક્ષ્મી**– શું કંપેનીઅન રાખું એટલે મારે પરવશ થવું પડે?

**સરસ્વતી**– હાસ્તો. એ કાગળ વાંચે, તોજ તમે સમજી શકો. તમે ભણ્યાં નહિ એટલે બીજો શું ઉપાય? માટે જ કહું છું કે આટલી સંપત્તિ છે, લક્ષ્મીચંદ જેવા ઉદાર દિલના પિતા છે, પ્રેમાળ માતા છે. અમારા જેવાં સેવાભાવી બહેનો છે, તો શા માટે સમયનો સદુપયોગ નથી કરતાં? કદાચ થોડા દિવસ તમને ભણવું આકરૂં લાગશે, પણ પરિણામે તમે મને જીંદગી સુધી યાદ કરશો અને તમે પોતે પણ બીજા અક્ષરજ્ઞાન વિનાનાંને જ્ઞાન આપતા થઈ જશો.

**લક્ષ્મી**– તમે કેટલાં સરલ અને મનને ગમે એવાં મીઠાં છો? શું ખરેખર હું ભણી શકીશ?

**નિર્મળા**– તમે એકલાં નહિ, આ બધી તમારી સાહેલીઓ પણ તમારી સાથે હોય તો સારૂં. તમે બધાંય ભણી શકો તેમ છે.

**લક્ષ્મી**– મને તો હવે ભણવું નહિ ગમે. હું સુંદર કંપેનીઅન રાખીશ, જે મારી સાથે હંમેશા ફર્યા કરે. કેમ મમી?

**માતા**– બેટા, મને તો સરસ્વતીબહેનની વાત સાચી લાગે છે. અક્ષરજ્ઞાન વગરનું જીવન તદ્દન નકામું છે. માટે મારી ઇચ્છા છે કે તું વિદ્યાલયમાં જા અને અક્ષરજ્ઞાન વધારવાનો શોખ કેળવ. એમાં જ તારા ભાવી સુખનું શ્રેય દેખાય છે, એટલે મારી ઇચ્છા છે કે આપણે વિદ્યાલય જોઈ આવીએ અને તને પસંદ પડે તો ત્યાં શીખવાનું ચાલુ કરજે.

**લક્ષ્મી**– મમી, તારી ઇચ્છાને મારાથી ઠેલી નથી શકાતી. તું રાજી રહેશે તેમ કરીશ. બાકી મારે મન તો:—

વસુધા માં બે વસુ વિના સૌ પશુ સમાન ગણાય.

**સરસ્વતી**– }
**નિર્મળા**– } પાદપૂર્તિ કરૂં?

**લક્ષ્મી**– હા જરૂર કરો. અહીંજ આપણે શીઘ્રકવિ કાલિદાસ ખડા કરી દઈએ.

ગાયન.

**સરસ્વતી**– વિદ્યાવિણ માનવ જીવનનો મહિમા નહિ અંકાય.

**નિર્મળા**– વિદ્યાના દૈવતવિણ જન તે પશુ સમાન ગણાય

**લક્ષ્મી– અને પાર્ટી**–
ધનપતિ જો નિર્વાહ ન કરતા તો પંડિત
જન ભૂખે મરતા
ભૂખ ટાળવા વિદ્યાધનનાં બટકાં નહિ ભરાય–
વસુધા માં બે વસુ વિના સૌ પશુ સમાન ગણાય.

**સરસ્વતી**– જ્યારે આફત માથે પડશે અજ્ઞાનીઓ ભૂખે મરશે

નિર્મળા- અક્ષરજ્ઞાનની ઓથ વિનાનાં જીવન નહિ અંકાય
વસુધામાં એની કિંમત નહિ, પૃથ્વીભાર ગણાય
વિદ્યાવિણ માનવજીવનનો મહિમા નહિ અંકાય.
વિદ્યાના દૈવતવિણ જન તે પશુ સમાન ગણાય.

લક્ષ્મી અને પાર્ટી- એમ છે તો ચાલો.
વસુધા માંહે બન્ને મળે તો થાએ બેડા પાર.

સરસ્વતી- વાહ, બહેન વાહ. આજ અમારો ફેરો સફળ થયો. અને હવે ખરેખરૂં કહું! ખોટું તો નહિ લાગે ને?

લક્ષ્મી- ના, બહેન ના. આજથી હું તને મારી સખી લેખીશ ગુરુ લેખીશ. બોલ, શું કહેતી હતી?

સરસ્વતી- આ તમારી ફેશન જોઈ મને ફેશનના સંગીતની સ્ફુરણા થઇ આવે છે. તમને કદાચ હું વધારે પડતી આગળ જતી લાગીશ તો!

લક્ષ્મી- ના બહેન ના. મને એવું કંઈ નહિ લાગે, બોલ.

સરસ્વતી- તમારી ફેશન, આ પફપાઉડર તમારા મોઢાની સુંદરતા કેટલી બગાડી નાખે છે.

ગાયન.

સરસ્વતી- કરમાવે નવજીવનકુસુમ ફેશનની ફિસિયારી
કંઇ વિકૃતિ અંગ મહીં કરતી
અંતરમાં અંધારાં ભરતી
પશ્ચિમની ફેશન કરતી —
ફેશનની ફિસિયારી કરમાવે

આવરણે અંધા બને
મૃગજળથી મોહાય
પતંગ સમ અર્પી દીએ
દીપક માંહિ કાય

નહિ અગમ નિગમ કંઈ જાણે
ભણતરનો ભેદ ન જાણે
ફેશનમાં નાશ અંકાય —
એ ફેશનની ફિસિયારી કરમાવે

**લક્ષ્મી**– બહેન, શું હું મારી ફેશનથી અને પફપાઉડરથી, આ સુંદર વાંકડીઆ વાળથી કે આ ભારેમાં ભારે અપટુડેટ સાડીથી બેડોળ લાગું છું? અભિમાની લાગું છું?

**સરસ્વતી**– પહેરવા ઓઢવાનો અતિ પડતો આડંબર, માણસની સુંદરતા નથી વધારી શકતો, જેટલી સાદાઇ અને સ્વચ્છ કપડામાં તેની મોહકતા હોય.

**લક્ષ્મી**– તો બહેન આજથી હું મારો બધો આડંબર છોડી, સાદી બની જઇશ અને સાથેસાથે સરસ્વતી દેવીની પૂજારણ પણ બનીશ? ભિક્ષા દેશો ને?

**સરસ્વતી**– વાહ રે વાહ!! મારી ચતુર સખી, શીખવા તો મારે તમારી પાસે આવવું પડશે, એટલું વિશાળ બુદ્ધિબળ છે. આજે તમને જોઈ બહુ આનંદ થયો. ચાલો, હવે વિદ્યાલય જોવા જઇએ.

**લક્ષ્મી**- હા ચાલો, આજથી જીવનમંચનો ચોપડો ફેરવી નાંખીએ.

**માલતી**– શીખામણના પોટલા આપણી આગળ નહિ ઉઘડે તો બીજા કોની પાસે ઉઘડવાના?

**ઇન્દિરા**– સાદાઇમાં જો મોહકતા કે સુંદરતા લાગતી હોય તો હું કાલથી ખાદી પહેરીશ. બસ! સરસ્વતીબહેન, હવે રાજી?

**સરસ્વતી**– આજે મારા આનંદની શું વાત કરૂં? તમારા જેવી બહેનો મળે ત્યાં વિજય જ વિજય. પછી જીવનમાં વિશેષ શું જોઇએ? ચાલો, હવે જલદી જઇએ.



# માતામહી

## નાટિકા

(ડોસીમા બેઠાં છે. પાસે બાળકોને બેસાડી પરાણે ઠાકોરજીને પગે લગાડે છે. તેમના વડીલોને નમન કરાવે છે, કવિતા બોલાવે છે, સ્તુતિ કરાવે છે, બાળકો બગાસાં ખાતાં, ખાતાં, કંટાળો લાવતા કવિતા બોલે છે.)

(બાળક જીવન જ્યોત ઉજાળ)

જીવન જ્યોત ઉજાળ, બાળક, જીવન જ્યોત ઉજાળ!
આશા મોટી તુજ જીવનની,
રાહ જોતી વીર રત્નોની,
તુજમાં છે એ ભાસ, બાળક, જીવન જ્યોત ઉજાળ!
દીવાદાંડી જગ જીવોની,
ભય નિશાની દુર કરોની,
પ્રકાશ તું ફેલાવ, બાળક, જીવન જ્યોત ઉજાળ!
ભવસાગરનાં મોજાંમોટાં,
તારણ હારા એથી મોટા,
નાવ સુપંથે ચલાવ, બાળક, જીવન જ્યોત ઉજાળ!
ઉદ્યમી ને વીર બનજો,
બુદ્ધિબળથી કાર્ય કરજો,
'સત્ય' સુકાને ધાર, બાળક, જીવન જ્યોત ઉજાળ!
રામ રક્ષે તુજ જીવન ને,
કૃષ્ણ રક્ષે જીવન પંથ ને,
સારથી શ્રી ગોપાલ, બાળક, જીવન જ્યોત ઉજાળ!

**રમેશ**– બા, હવે જઇએ?

**દાદીમા**– ના, બેટા પ્રાર્થના પૂરી કરો. બોલો.

**કાપ કલેશ કંકાસને કાપ પાપ પરિતાપ,**
**કાપકુમતિ કરૂણાકરી કાપ કષ્ટ સુખ આપ,**

**માત પિતાને નમન નિત કરીએ,**
**કેમ કહો ઉપકાર વિસરીયે — માત પિતાને**

**પાલણ પોષણ પ્રેમ કરે છે**
**અંતરના દધિ ઉદરમાં ભરે છે — માત પિતાને**

**રમણ**– બા, કંટાળો આવે છે, હું જાઉં?

**દાદીમા**– જો ભાઈ એમ કંટાળો ન રાખીએ. બોલો—

**અસત્યો માંહેથી પ્રભુ પરમ સત્યે તું લઇજા,**
**ઉંડા અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઇજા.**
**મૂકં કરોતિ વાચાલં પંગું લંઘયતે ગિરિમ્**
**યત્કૃપા તમહં વંદે પરમાનંદમાધવમ્.**

**બોલો રામચંદ્ર દેવકી જે, બોલો કૃષ્ણ લાલકી જે, જય ભગવાન.**

**દાદીમા**– જાઓ હવે રમો. જો ખોટું નહિ બોલતા, કોઈની ચાડી નહિં કરતા, બહારનું નહિં ખાતા. જાઓ મારા બેટા આનંદ કરો.

**રમણ**– (થોડે દૂર જઈ) સુંદર. બા, આ બધો ઢોંગ શું? કરે છે; આખો દાહાડો મા બાપને પગે લાગો, ને પરમેશ્વરને ભૂલોમા, ફલાણુ નહિં કરતાને ઢીકણુાને નહિં અડતા. મને તો બાપુ, હવે. બહુ કંટાળો આવે છે અને ચીડ ચડે છે.

**સુંદર**– મને પણુ ચીઢ તો બહુ ચડે છે પણુ બા સામે કંઈ બોલાય? ચાલ, આજ તો ભજીયાંને ચેવડો ખાઈએ. ઓલા લાલાના બટેટા કેવા સુંદર લાગે? બા, આપણુને અપાવતી હોય તો, હેં?

**ધીરજ**– પણ તને ખબર નથી, તું ભૂલી ગઈ? બા એક વખત કહેતી હતી કે બહારનું ખાઈએ તો કોલેરા થાય, કોલેરા.

**સુંદર**– કોલેરા થાય?

**રમણ**– કોલેરા કાલે થતો હોય તો, ભલે આજે થાય, પણ આજ તો ખાવાના. તારે ડાહીલી થવું હોય તો અમારી સાથે નહિ આવતી.

**બા**– શું વાત કરો છો? (દાદીમા છોકરાની વાતો સાંભળી જાય છે.) જો બહારનું ખાતા બાતા નહિ. (છોકરાઓ ચાળા પાડતા ચૂપ ચૂપ ચાલી જાય છે. જે ડોસીમાં જોઈ નથી શકતાં.)

**રમણ**– રમેશ, શશિકાન્તની મા કેવી સારી છે? તેને રોજ એક આનો નાસ્તા માટે આપે છે. દાદીમા એમ આપણને આપતાં હોય તો કેવાં વહાલાં લાગે?

**સુંદર**– હાસ્તો, પણ દાદીમા તો કહેશે કે તમે માંદા પડી જાવ માટે ખાવા માટે કંઈ નહિ આપું.

**રમેશ**– રમણ, આજે તો બાને બનાવશું. નાસ્તો ખાશું અને આનંદ કરશું.

**રમણ**– સુંદર, કેવી મજા પડશે! હાશ, બા આપણને પૂછશે તો કહીશું કંઈ કે ખાધું નથી.

**સુંદર**– ધીરજ, હું બાને મોઢું નહિ બતાવું વહેલી સૂઈ જઈશ. તું બહુ ચીબાવલી છે તે જોઇ, તું નાસ્તો નહિ ખાતી.

**રમણ**– જો હું નાસ્તો લાવું તમે અહિં બેસજો.

**સુંદર**– આપણે બધા ત્યાંજ જઇએ અને જે જેને ગમે તે લે તો શું વાંધો છે.

**રમણ**– હા, ચાલો એમજ કરીએ. (ચોપાટીને કીનારે પુરી પકોડીવાળો, ચણા કુરમુરાવાળો, બટેટા વાળો દેખાય છે. તેની પાસે બધાં નાસ્તો લાવે છે. આનંદથી ખાય છે અને ખુબ રમે છે.)

**બા**– છોકરાંઓ, ફરી આવ્યા બેટા. કંઈ બહારનું ખાધુ નથી ને?

**રમણ અને સુંદર**– ના બા. કંઇ ખાધુ નથી.

**બા**– બહુ સારૂં, જાઓ જમો અને પ્રાર્થના કરી સૂઈ જાવ (બધા છોકરાઓ મોઢાના ચાળા પાડતા જાય છે.)

**સુંદર**– રમણ, ઊઠને પેટમાં બહુ દુ:ખે છે.

**રમણ**– સુંદર, જોને મારાથી ઊઠાતું નથી. માથું બહુ ફરે છે. અરે, બાને શું જવાબ આપશું? બાનું કહ્યું માન્યું હોત તો આવું થાત? ધીરજને બૂમ પાડે છે.

**ધીરજ**– કેમ, બંને ને ઉંઘ નથી આવતી, શું થાય છે? જોને મને બે ત્રણ ઉલટી થઇ પણ મેં તમને જગાડયા નથી અને તમે તો મને સૂવા પણ નથી દેતા.

**સુંદર**– બહેન, બાને ઉઠાડ ને, મને પેટમાં બહુજ દુ:ખે છે.

**રમણ**– મારું પણ માથું બહુ ફરે છે. બાનું કહ્યું ન માનીએ તે એમજ થાયને? હે ભગવાન, જો તું મને મટાડી દેશે તો હું બાને દરરોજ પગે લાગીશ અને બાનું કહ્યું માનીશ.

**ધીરજ**– બા, ઓ બા, ઉઠોને, સુંદર માંદી પડી છે અને રમણનું માથું ફરેછે. મને પણ ઉલટી થાય છે.

**બા**– કેમ? બહારનું કંઈ ખાધું હતું?

**રમણ**– હા, તમારૂં કહ્યું ન માન્યું તેનું આ પરિણામ.

**ત્રણેજણાં**– બા, બા, તમને પગે લાગીએ છીએ. અમે તમારૂં કહ્યું માનશું. અમને જલદી સારા કરી દો અમે બહારનું ખાધું છે તે માફ કરજો. બા, બધાને આશ્વાસન આપે છે અને દવા પાય છે. અને રામનામ લેવાનું કહે છે. થોડી વારમાં બધાંને શાંતિ થાય છે. અને સૂઈ જાય છે.

(બીજે દિવસે સવારમાં)

(બધાં આવી બાને પગે લાગે છે અને આનંદથી માતપિતાની સ્તુતિ ગાય છે. અને પરમાત્માની ખરા હૃદયથી પ્રાર્થના કરે છે.)

જાણી શકે ન કોઈ માનવી બિચારા,
અજબ દૈવી કાર્યો અનેરાં તમારાં
—જાણી શકે ન કોઈ માનવી બિચારા.

સૂર્યચંદ્ર દિવસ રાત કેમ કયાં જતા હશે,
સાગરમાં ભરતી ઓટ શાથી થાતા હશે,
વાદળ ને તારલાનો સમૂહ કયાં જતો હશે,
વાયુ અદીઠ શીતળ કયાં વાતો હશે
—જાણી શકે ન કોઈ માનવી બિચારા.

હૃદય શુદ્ધ પ્રેમજયોત ભકિત દીયો ઈશરે,
સારાસારનો વિચાર શકિત દીયો ઈશરે,
સૂર્ય ચંદ્ર સાક્ષીએ સદા ઇચ્છું રમેશરે,
પાપપુંજમાંથી તારી કર અહો શ્રીકૃષ્ણરે
—જાણી શકે ન કોઈ માનવી બિચારા.

કયાંથી આવ્યા ને કયારે છે જવાનું
કાર્ય અમારે અહિં શું કરવાનું
સમજ નથી પડતી શી રીતે તરવાનું
સર્વે દોરી તારે હાથ દેખાડો સાચો માર્ગ
—જાણી શકે ન કોઈ માનવી બીચારા.



# મોળા કૃત

---

## પા ત્રો

શ્રી કૃષ્ણ : ભગવાન વિષ્ણુનો અવતાર

પાર્વતી : ભગવાન મહાદેવના પત્ની

રાધા : શ્રી કૃષ્ણની સખી

| | |
|---|---|
| વિશાખા | રાધાની સખીઓ |
| લલિતા | |
| વૃંદા | |

# મોળાકૃત

## નાટિકા પ્રવેશ બે



### પ્રવેશ પ્હેલો

(રાધા શણુગાર સજીને શ્રીકૃષ્ણની મૂર્તિ સમક્ષ જોઇ ગાઇ રહી છે).

**રાધા–**

**વાણી મધુરી બંસી મધુરી, નયનો મધુરાં પ્રભુ તેજેભર્યાં,**
**વિલસે મધુરૂં મૃદુ હાસ્ય મુખે, હૃદયે નિરખું તુંજ તુંજ વસે;**
**પુષ્પની આ માળા લાવી, પુષ્પની આ માળા લાવીં,**
**પુષ્પની આ માળા, હૃદયે પ્રભુને ધરૂં હું—પુષ્પની**

**વિશાખા–** (રાધાનાં દ્વાર બંધ છે, તેને ઠોકે છે, બૂમ પાડે છે.) રાધા, રાધા, અલી રાધા! આજ સવારના પહોરમાં શું ધમાલ છે કે દ્વાર બંધ કરીને બેઠી છે. દરવાજો તો ખોલ. (રાધા બૂમ સાંભળે છે.)

**રાધા–** કોણ એ? કોણ સખી વિશાખા? (બારણું ઉઘાડે છે) આવ આવ, હું તારૂંજ ચિંતન કરતી હતી.

**વિશાખા–** (રાધાને શણગારેલી જોઇને) ઓહો! આજ તો અમૂલ્ય વસ્ત્રો ધારણ કર્યાં છે ને શું! સ્વારી કયાં ચાલી રહી છે?

**રાધા–** સખી વિશાખા, માતાજીએ આજથી પાંચ દિવસ સુધી ગૌરી પૂજન કરવાનું કહેલ છે અને કહ્યું છે કે, આ પાંચ દિવસ જે કોઈ કુમારિકા, શુદ્ધ દિલથી અલુણા કરશે તેને જરૂર મનવાંચ્છિત ફળ મળશે.

**વિશાખા–** પાંચ દિવસ મોળું? બાપ રે બાપ! મને પાંચ દિવસ તો પાંચ વર્ષ જેવડા લાગે! અને વ્રતના વિચારે આખો દિવસ વધારે ભૂખ લાગ્યા કરે. મને યાદ છે કે મારી માતાએ મને પણ આવું કંઇ કરાવેલું. અમે ચાર પાંચ સહિયરો સાથેજ બેઠલી ત્યારે માતાજીએ આસન

પરથી ઊઠવાની અમને ના પાડેલી, પણ જેવાં માતાજી બહાર ગયાં કે તરતજ છૂટકારાનો દમ ખેંચી, ઊઠીને અમે બધાં નાચવા કૂદવા મંડી ગયાં. પછી તો લાગી ભૂખ. માતાજીએ પિતાજી માટે શાક ને પુરી ઢાંકેલાં હતાં, તે બધાંએ ઉડાવ્યાં, અને ડાહ્યાંડમરાં થઈને અમારી જગ્યાએ બેસી ગયાં. માતાજી આવ્યાં, ત્યારે એ બાબત પૂછતાં અમે બધાંએ નકાર ભણ્યો, પણ એ સમજી ગયાં કે આ બધાં કારસ્તાન આ છોકરીઓનાં જ છે. એટલે હવે અમને એ વ્રત કરાવતાંજ નથી. શું એમ ખાઇ લેવાથી કાંઇ નુકસાન થાય? મારાથી ભૂખ્યા તો ન રહી શકાય.

**રાધા**– તું આમ ખીસકોલીની જેમ ખા ખા કરે, તો પછી તને મનગમતું સુખ, અને મનગમતો વર કયાંથી મળશે?

**વિશાખા**– શું, પાંચ દિવસ મોળું ખાવાથી જ મનગમતું સુખ મળે?

**રાધા**– હા, જો સાંભળ, માતાજી કહેતાં હતાં કે સમયે સમયે વ્રત કરવાથી આપણી વૃત્તિઓ સંયમમાં રહે છે. વૃત્તિઓ સંયમમાં રહેવાથી કર્મનું આપણને ભાન થાય છે, સત્ય વસ્તુ સમજાય છે અને કદાચ પૂર્વ કર્માનુસાર સુખદુઃખ આવે તો આવેલ સમય હિંમતથી નિભાવવાની આપણામાં શક્તિ આવે છે અને ગમે તેવા અટપટા સંજોગોમાં પણ આપણે આનંદ અને શાન્તિ મેળવી શકીએ છીએ. આનંદ અને શાન્તિ મેળવી શકવાની વૃત્તિ કેળવાય તેને દુઃખ કયાં રહ્યું? બોલ સમજ પડી કે વિશેષ સમજાવું?

**વિશાખા**– હું એમ છે? જવાબ લાંબો, અટપટો પણ અંતે સાકર જેવો ગળ્યો લાગે છે. (થોડી વાર વિચાર કરી) તારી વાત સાચી છે બહેન, હું પણ આ વ્રત કરીશ. બસ, હવે રાજી? ચાલ આપણે સખી લલિતાને અને વૃંદાને બોલાવીએ.

**રાધા**– તું જા, હું હમણાંજ તારી પાછળ પૂજનની સામગ્રી લઇને આવું છું. (વિશાખા જવાનો ડોળ કરે છે અને બારણા પાછળ સંતાઇ રહે છે).

(રાધા ગૌરીપૂજનની તૈયારી કરે છે અને આરસામાં જોતી જોતી ગાય છે)

**મને કૃષ્ણ જોવાના કોડ, સહિયર ચાલો રે,**
**ઉમિયાજીને લાગું પાય, હરિ વર આપો રે — મને**

**સાખી-દહેરે દહેરે દીવા કરૂં, પૂજું ગૌરી માત,**
**અંતર દ્વાર ઉઘાડજો, જ્યાં રહે સદૈવ પ્રકાશ — મને**
**સંસારે લપટાઉં નહિ, હોય હજારો જાળ,**
**શુદ્ધ ભાવના મૂકજો, શક્તિ દેજો માત — મને**

(વિશાખા પાછળથી આવીને તેની આંખ મીંચે છે)

**રાધા**– કોણ સખી વિશાખા ?

**વિશાખા**– હા, શીઘ્ર કવિ જો, હું પણ એક કવિતા જોડી લાવી છું. કોણે બનાવી હશે એ ?

**કૃષ્ણ કદંબ વૃક્ષે ચડયો, જૂએ રાધાની વાટ,**
**ગૌરીપૂજન હું કરૂં, જો મળે રાધાનો સાથ.**

**રાધા**– અરે ! તું તો સખી લલિતાને તેડવા ગઈ હતી ને ?

**વિશાખા**– મને વળી એકલાં જવું ગમે કે ? હું તો તારી ચર્ચા જોતી હતી કે બાઈસાહેબ શું કરે છે ? કેવી રીતે પૂજાપો લઈને ત્વરિત બહાર પડે છે ? અહીં આવી જોઉં તો તું તો ગાયન ગાવામાં તલ્લીન બની છે. જો હું ન આવી હોત તો તું તો કલાક લગાડત, અને મારે લલિતાની સાથે તપ કરવું પડત.

**રાધા**– (હાથમાં ફૂલની માળા અને પૂજનની વસ્તુઓ લે છે) જો ને હું તો ક્યારનીયે તૈયાર છું, ચાલ.

**વિશાખા**– વાહ ! ડહાપણુંનો ભંડાર. મને જોઈ શાણી બગલી થઇ ગઈ. ઠીક બાઇ ચાલો, જેવી ગુરુજીની આજ્ઞા. (બંને જાય છે.)

**રાધા**– જો ! જો ! સખી, પેલી બે મૂર્તિઓ કોની લાગે છે ? (આંખ પર હાથ દઈ ઝીણી આંખ કરી જુએ છે.)

**વિશાખા**– આહા, એ તો એજ આપણા સાપ્રીતો. આયુષ્ય તો સો વરસનું લાગે છે એટલે વાંધો નથી. આપણે એને માટે વાટ જોઇએ. (બંને આવી પહોંચે છે.)

**લલિતા**– રાધા, અમે તને મળવાજ આવતાં હતાં, ઠીક અહીં મળી ગયાં. (તેનાં વસ્ત્રો સામે જોઇ) બોલ આજનો શું કાર્યક્રમ છે? આ શણગાર! આ પૂજનનો થાળ! શું કૃષ્ણપૂજન કરવા એકલીજ ચાલી?

**રાધા**– બહુ ઉતાવળી, જરા સાંભળ તો ખરી. અમે તો તને તેડવાજ આવતાં હતાં, પૂછ સખી વિશાખાને.

**વિશાખા**– રાધા સત્ય કહે છે. અમે તને લેવાજ આવતાં હતાં.

**લલિતા**– પણ આજે છે શું?

**રાધા**– આજ તો આપણા ભાગ્યોદયનો દિવસ છે. માતાજીએ આજથી પાંચ દિવસ સુધી ગૌરીપૂજન ને અલુણા કરવાનું કહ્યું છે અને રમતગમત અને આનંદ કરવાનું પણ કહેલ છે, તું અમારી સાથે ભળીશ ને?

**લલિતા**– હા હા, એમાં વળી પૂછવાનું શું? મારે તો મારી રાધા ત્યાં હું. રાધા ખાય તો ખાવું, રાધા વ્રત કરે તો વ્રત કરવું, રાધા નાચે તો નાચવું, રાધા ગાય તો ગાવું, રાધા સૂવે તો સૂવું અને (રાધા તેના મોઢા પર હાથ દઇને તેને બોલતી બંધ કરે છે.)

**રાધા**– બસ બસ, બહુ થયું, ટૂંકી વાત કર ને કે શરીર જુદાં પણ આત્મા એક. કેમ ખરૂં ને?

**લલિતા**– એમ મારૂં મોઢું બંધ કરે છે, તો હું પણ માતાજીને કહીશ કે કાનો આવે ત્યારે તારૂં મોઢું બંધ કરે.

**રાધા**– ઘેલી રે ઘેલી! તું મારૂં અંતર ક્યારે સમજશે?

**લલિતા**– તો બોલ, આ વ્રત કોને માટે કરે છે?

**રાધા**– મને ગમે તે મેળવવા માટે.

**લલિતા**– તને તો કૃષ્ણ ગમે છે, ખરૂં ને? તારે તો એ વર જોઇએ છે ને?

**વૃંદા**– સખી રાધા, એક પ્રશ્ન પૂછું?

**રાધા**– પૂછ ને, કેમ અટકે છે? બોલ ને!

**વૃંદા**– એ કાળિયા કૃષ્ણમાં તું આટલી બધી મુગ્ધ કેમ બની ગઇ છે?

**રાધા**– કારણ કે વરસાદનાં કાળાં વાદળાં લોકોમાં આશાની નવજ્યોત પૂરે છે. મારો કાળો કૃષ્ણ મારા અંતરની કાળાશ દૂર કરે છે. ચંદ્ર સમો એ પ્રાણવાન મારામાં નવી જ્યોત મૂકે છે, નવા પ્રાણ પૂરે છે. જેણે જગતના કલ્યાણ અર્થે છ દિવસના હતા ત્યાંજ માશી પુતનાને પ્રાણવિહીન બનાવી, ત્રણ માસે કેશી દૈત્યને માર્યો, છ માસના નાના બાળ સ્વરૂપે જરા પગ લગાડતા હોય તેમ આખા ગાડાને ઉંધું વાળી દીધું, અને બીજા ઘણાયે દૈત્યને માર્યા, તે કૃષ્ણ મનુષ્ય કેમ કહેવાય? જેને દૈવી શક્તિઓ વરેલ છે, એવા એ જાદુગર તરફ તેના જાદુઇ બળથી હું ખેંચાઇ રહી છું. તેનો મીઠા બંસીનાદ સાંભળું છું, ત્યારે સર્પ જેમ મોરલીના નાદથી નાચે છે, તેમ મારૂં હૈયું પણ મારા હાથમાં નથી રહેતું. હું તેની બની જાઉં છું, તેના તરફ ખેંચાઇ જાઉં છું, ને નાચવા માંડું છું. આખા વિશ્વને હું તેના હૃદયમાં આનંદ કરતું જોઉં છું. મને પણ તેના હૈયામાં સમાવાની, અને તેની આલ્હાદિની શક્તિ બનવાની હોંશ છે. હું જોઇ રહી છું કે મારા જીવનની એ જ્યોતિ છે. અમારો આત્મા એક બને એવી મારી આશા છે. મારે આ દુનિયા પરના અગ્નિસાક્ષીએ તેને નથી પરણવું. મારે તો આત્મામાં આત્મા મેળવવો છે. સંસારનાં ક્ષણિક સુખો મારે નથી જોઇતાં, મારે અખંડ આનંદની રસધાર જોઇએ છે. આજ દેવીને પ્રસન્ન કરીને એજ માગવાની છું કે મને એ પતિતપાવનની આલ્હાદિની શક્તિ બનાવે.

**વૃંદા**– રાધા, તારી એ ગોળગોળ વાતોમાં હું કાંઇ સમજી નથી.

**રાધા**– એ વાતો તમારાથી સમજાય તેમ નથી, પણ બોલો તમે બધાં માતાજી પાસે શું માંગશો? બોલ લલિતા, માતાજી પાસે તું શું માગવાની છે?

**લલિતા**– રાધામાં મારો આત્મા એક બને એ હું માગવાની.

**રાધા**– વૃંદા તું?

**વૃંદા**– તારૂં શુદ્ધ હૃદય જોવા દિવ્ય ચક્ષુ મળે એ હું માગવાની.

**રાધા**– વિશાખા તું ?

**વિશાખા**– રાધાની સાથે રહી, જગકલ્યાણ અર્થે જીવન સમર્પણ કરવાનું વરદાન હું માગવાની.

**રાધા**– વાહ વાહ, મારી ઉજળી આશાવલ્લીઓ, તમારા સાથમાં હું હંમેશાં નવપલ્લવિત રહીશ. મારી સુખની સરિતાઓ, તમે હંમેશા મારી આસપાસ નિર્મળ પાણીએ વહ્યા કરજો. સખીઓ, આજ મારો નિશ્ચય છે કે માતાજી સાક્ષાત દર્શન ન દે, ત્યાં સુધી ત્યાંથી ઊઠવુંજ નહિ. તમારો શું વિચાર છે ?

**બધાં સાથે**– અમે મરતાં સુધી તારો સાથ મૂકીશું નહિ. ચાલ, હિંમત રાખ. (બધાં જાય છે.)

## પ્રવેશ બીજો

માતાજીનું મંદિર દીપમાળે શણગારેલું છે. તેમાં પૂજા કરે છે ને સ્તુતિ ગાય છે.

**જયકાર મારે પૂજન કરવું ગૌરી માતનું આજ**
**વધાવો સાથ કુમકુમ અક્ષત ગ્રહીને આજ**

**અખંડ જ્યોતિ જળે જગતમાં શક્તિશાળી ગણાવ**
**તિમિર હારિણી સંકટ હરની નયનામૃતથી તાર**
**અમારી શક્તિશાળી માત –**
**જયકાર મારે પૂજન કરવું ગૌરી માતનું આજ**
**વધાવો સાથ કુમકુમ અક્ષત ગ્રહીને આજ**

**મંગળમૂર્તિ મંગળનામી મંગળ કરજો માત**
**તમ ચરણે અમ અમુલખ હૈયા પુરજો સઘળી આશ**
**અમારી શકિતશાળી માત –**
**જયકાર મારે પૂજન કરવું ગૌરી માતનું આજ**
**વધાવો સાથ કુમકુમ અક્ષત ગ્રહીને આજ**

**સદ્‌બુદ્ધિનું શિક્ષણ દેજો કરજો નિર્મળ ચિત્**
**જનતાનું કલ્યાણ કરીને શોભે સદ્‌ગુણ રીત**
**અમારી શક્તિશાળી માત –**
**જયકાર મારે પૂજન કરવું ગૌરી માતનું આજ**
**વધાવો સાથ કુમકુમ અક્ષત ગ્રહીને આજ**

**રાધા–** માતા અંબે, ભવાની, ગિરિજા તારાં હજારો નામો છે, કયા નામ વડે તારી સ્તુતિ કરૂં? તને પ્રસન્ન કરૂં? માતા, મહાદેવને વરવા સારૂ જેણે હજારો વર્ષ તપ કર્યું હતું અને મનગમતો સ્વામી મેળવ્યો હતો એવાં હે દેવી, પુત્રી પર કરૂણા કરો ને અમૂલ્ય વર આપો. મા માતા, મારે સંસારિક સુખ નથી જોઈતું. જેણે જગતના કલ્યાણાર્થે રાક્ષસોને મારવા ને ભક્તોને તારવા અવતાર ધારણ કર્યો છે, જે સાક્ષાત પરબ્રહ્મ છે, જેની વાંસળીના સાદે મારા અંતરના એકેએક તાર ઝણઝણી ઊઠે છે, હું મને પોતાને ભૂલી જાઉં છું, એવા જે આનંદઘન છે તેની હું આલ્હાદિની શક્તિ બની રહું એ વર આપો મા! આખા વિશ્વને મારામાં આનંદ કરતું જોવાની શક્તિ આપો મા! પતિતપાવની, મારા નિર્દોષ હૈયા સામે જો. ત્યાં પાપનો છાંટો પણ નથી. મને તો અખંડાનંદ જોઈએ છે. આ દુનિયાનાં દુઃખિયાંઓ મારા નામ માત્રથી દુઃખ ભૂલી જાય, શ્રીકૃષ્ણના નામ પહેલાં મારૂં નામ રહે, લોકો મારા નામથી દુઃખમુક્ત બને અને નવજીવન મેળવે એવું વરદાન આપો. જગદંબે! તારાં ચરણમાં મસ્તક મૂકું છું. તાર કે માર, તારા હાથની વાત છે. આજ તારાં પ્રત્યક્ષ દર્શન કર્યા વગર ઊઠવાની નથી અને વરદાન લીધા વગર જવાની નથી. (તેનાં ચરણમાં માથું મૂકે છે. શાન્તિ પ્રસરી રહી છે. પાર્વતી રાધાની નિર્દોષ ભાવનાઓ જોઈ પ્રસન્ન થાય છે અને હાથમાં પુષ્પની માળા લઈ પ્રત્યક્ષ દર્શન દે છે.)

પાર્વતી–

**લે મુજ હાર પ્રસાદી પુત્રી આ, આશા તુજ સફળ થશે.**
**જગે કીર્તિ વધો તમારી, રાધા કૃષ્ણ પૂજે નરનારી.**

પુત્રી ઊઠ, ઊભી થા. આજથી હું તને રાસરાસેશ્વરીનું પદ આપું છું તું કૃષ્ણની આલ્હાદિની શક્તિરૂપે પુજાશે. શ્રીકૃષ્ણના હૃદયમાં અહર્નિશ તારો જાપ રહેશે, જગતમાં તું ભક્તિરૂપે પુજાઈશ, શ્રીકૃષ્ણના નામ પહેલાં તારૂં

નામ બોલતાં મનુષ્યને તું અખંડ આનંદ આપીશ, તારી કીર્તિ જગતમાં વંદનીય બનશે અને તું ભક્તજનોને અમૃતછાંટણાં છાંટતી, પ્રેમરસમાં ભીંજવતી અને નવપલ્લવિત કરતી રહેશે. (તેના ગળામાં પુષ્પની માળા પહેરાવે છે ત્યાં શ્રીકૃષ્ણ પૂજનનો થાળ લઇ, પાર્વતીની પૂજા કરવા આવે છે. શ્રીકૃષ્ણ પાર્વતીનાં દર્શન કરી રાધાને ત્યાં જોઇ આનંદ પામે છે.)

**શ્રી કૃષ્ણ–** (પાર્વતીને પ્રણામ કરે છે) ઓહો! સાક્ષાત્ પાર્વતી દેવી વાહ! (પાર્વતીનું પૂજન કરવા જાય છે પણ પાર્વતી તેને રાધાનું પૂજન કરવા કહે છે.)

**પાર્વતી–** બેટા, આજ તો તું આ રાધાનું પૂજન કર અને એને તારી રાસરાસેશ્વરી આલ્હાદિની શક્તિ બનાવ. તેનું હૃદય તું જો, અહર્નિશ તારો જાપ તેના હૃદયમાં રહ્યા કરે છે. તેના હૃદયમાં મને તારા સિવાય કાંઇ દેખાતું નથી, બેટા, તમારા બંનેનું હૃદય એક બનો, તમે અખંડ આનંદ કરો અને જગતને તમારા આનંદરસનાં છાંટણાં છાંટતાં રહો. (શ્રીકૃષ્ણ રાધાને હાર પહેરાવે છે. સખીઓ આશ્ચર્યથી જોઇ રહે છે.) ટેબ્લો



# પાંડિત્યની પરાકાષ્ઠા

(વીસ, પચીસ યુવતીઓનું જૂથ, જલ્દીથી પગ ઉપાડતું ચાલ્યું જાય છે. બે ચાર યુવતિઓ પાછી રહી જાય છે, એક બાજુના ઘરમાંથી હાસ્ય સુર સંભળાય છે, તો બીજા ઘરમાં કોઈ કરૂણ સ્વરે રડતું હોય એમ લાગે છે અને વળી બાજુવાળાના ઘરમાં લગ્ન ના ગીત ગવાઇ રહ્યા છે. આ બધું સાંભળતાં જરા સંસ્કૃત ભાષા જાણુતા કસ્તુરકાકીથી બોલી જવાયું:)

**કસ્તુરબહેન**– "ક્વચિદ્ વીણા વાદ્યં ક્વચિદમપિ હાહેતિ રૂદનં" જૂએ જમનાબહેન, આ પરિવર્તન વાળા જગતમાં કોઇ હસે છે, કોઇ રડે છે, કોઇ ગાય છે, એ બધું કેવું વિચિત્ર લાગે છે! કોઈપણ વસ્તુ સ્થિર નથી. જગતમાં આપણી સમક્ષ કેવા કેવા બનાવો બની જાય છે. આ બિચારી વીશ વર્ષની છોકરી, કોઇએ જાણ્યું હતું કે આવો માઠો બનાવ બનશે. હજી પરણ્યા તો પૂરા છ મહિના પણ નથી થયા.

(જમનાબહેન, પાકા પચાસ ઉપરના થયેલ. એમને પરોપદેશે પાંડિત્યમ વાપરવાની ઘણી ટેવ એટલે જાણે હમણાંજ સાકરનો કટકો બહાર પડશે કે શું એવું દ્રશ્ય ઉત્પન્ન કરતાં, વીશ વર્ષની વિધવા પર અંતરનું વ્હાલ ઢોળતાં, એની વ્હારે ચઢવામાં જાણે ભીમાણી કામ કરતાં હોય તેમ આંખ અને મોઢાના ભાવોથી પોતાની ચતુરાઈમાં ચીત્રામણો પૂરતા, કાશીથી આવેલ નવા પંડિતની વાર્તામાંનું તેમણે કાર્ય કરવા માંડયું. પાંડિત્યના પાથરણા પાથરતા હોય તેમ એ ઓચર્યા.)

**જમનાબહેન**– "હા હું તો ખરી વાત કહું. મારાથી ખોટું બોલાશે નહિ. આ દુઃખ તો બિચારી એકલી વિધવા નેજને! હવે ખરૂં પૂછો તો એને એના સાસુ સસરાએ પોતાને હાથે પરણાવી દેવી જોઈએ. ત્યારેજ હૃદયનો ખરો પ્રેમ કહેવાય હવે એને ઘરની રસોયણ કે કામવાળી ન બનાવવી જોઇએ એણે સંસારમાં શું સુખ જોયું? હવે તો બધાએ ભેગા મળી આ વિધવાની દયા ખાવી જોઈએ અને એને પરણાવી દેવી જોઇએ. બિચારી એવો આશિર્વાદ આપે કે બસ. શાન્તિ જ શાન્તિ. કેમ ખરૂં ને રંભાબહેન? હવે એ કોના માટે ઘરનું વેતરૂં કરે?"

**રંભાબહેન**– (તો આખાબોલા. તે ક્રોધ કરી ધ્રુરકયા) "જમનાબહેન, જરા સમય તો વિચારો. હજી તો પચીસ વર્ષના જુવાનનું મુડદું પણ નથી ઉપડયું ત્યાં આ વાત તમને શોભે છે? કોઈ સાંભળશે તો તમારી

અક્કલનાં કાંકરાં કરશે. આહા! શું જમાનાનું પરિવર્તન થઈ રહ્યું છે!" સુમતિબહેને રંભાબહેનના સૂરમાં સૂર ભેળવ્યો અને કહ્યું, "તમારે ત્યાં પણ વિધવા બહેન તો હતાં અને તમે તો જમાના પહેલાના સુધરેલા. તમે કેમ એમના લગ્ન ન કર્યાં? શા માટે તેનો આખો જન્મારો બગાડયો!"

**જમનાબહેન**– "વિધવા દેશ સેવા અને સમાજ સેવા કરે એવું બીજું કોઈ ન કરી શકે. સમાજ સેવા ખાતર એના પુનર્લગ્ન ન કર્યાં. સમાજનું કામ કોઇએ તો કરવું જોઇએ ને!"

**રંભાબહેન**– "સમાજની સેવા શું પરણેલા ઓછી કરે છે? એ તો બધા બહાના. પારકે રોટલે મોટી કોર બધાને કહેવી ગમે." આતો તમારૂ પરોપદેશે પાંડિત્ય છે.

(કસ્તુરબહેન મુંગા મુંગા ચાલતા હતા તેનાથી મુંગું રહી શકાયું નહિ તે બોલ્યા.)

**કસ્તુરબહેન**– જમનાબહેન, ખરી રીતે તમારે પચાસ વર્ષે ફરી લગ્ન કરી આધેડ વયની બહેનોને આદર્શરૂપ બનવું જોઈતું હતું. તમે તો ફરી પરણ્યા નહિ અને બીજાને શું ઉપદેશ આપો છો?

**જમનાબહેન**– હું હવે પચાસ વર્ષે પરણું! તમે પણ ઠીક છો મેં વાત કરી એટલે મને વળગ્યા. આજકાલ સાચું કહીએ તે કોઇને ન ગમે. પણ તમને વિધવાની સ્થિતિની ખબર નથી બાપ! વિધવા જીવનની તો પૂરી અવદશા છે. એના અંતરમાં પેસી એનું દુઃખ જુઓ ત્યારે ખબર પડે. થોડા સમય જશે ને મરનારને બધાય ભૂલી જશે. પણ આ વિધવાની અંતરની આગ કદિ બુઝાશે નહિં હું તો એના સાસુ સસરાને મોંઢે કહીશ કે હવે એને પરણાવવી જોઇએ. આ જમાનામાં આ દુઃખ ન ચાલે.

**સુમતિ**– જો જો જમનાબહેન, વાતનું વતેસર નહિ કરતાં, નહિં તો વિધવાના મોતનું કારણ તમે થઈ પડશો. અમારે એક સંબંધીમાં એવો બનાવ હમણાંજ બની ગયો. મારી માસીની દીકરી લગ્ન પછી છ મહિનામાંજ વિધવા થઇ. એના ભાઇથી તેનું દુઃખ ન જોવાતું તે બહેનને જ્યારે જ્યારે મળવા જાય ત્યારે કહેતો કે "આ ખોટા બંધનો અને સમાજની આ ખોટી પ્રથાઓ હું દૂર કરીશ, અને હું તારૂં પુનર્લગ્ન કરીશ ત્યારેજ મને શાંતિ વળશે." થોડા સમય પછી એ

એને ઘેરે લઇ ગયો અને બહેનની લગ્નની વાત ચલાવવા માંડી. એ વિધવાને એની જાણુ થઇ અને તે ગ્યાસલેટ છાંટી બળી મૂઇ, અને કાગળ લખતી ગઇ કે સમાજના બંધન તમે તોડી શકશો પણ અંતરનાં જોડાએલાં દિલ તમે છોડાવી શકશો નહિં. ઇચ્છા વગરના પુનર્લગ્ન તે બળજબરી છે. એમાંથી છૂટવા હું આ કાર્ય કરૂં છું. ઉતાવળે આંબા પાકતા નથી. સમય સમયનું કામ કરશે. મારી બીજી બહેનોને મારી જેમ બળવું ન પડે એ ધ્યાન રાખજો. આ વાત ચાલતી હતી ત્યાં સ્વર્ગવાસીનું ઘર આવ્યું અને બધા મૂંગા થઇ ગયા જાણે ઘણું દુઃખ તેમની પર આવી પડયું હોય એવા મુખ બધાએ કર્યાં અને ઊંડા નિસાસા નાંખતાં બહોળા સમૂહમાં ભળી ગયા. ત્યારબાદ ઉઠમણામાં પણ એજ વાત ચાલી અને થોડા દિવસના અંતે જમનાબાઇ ઝાપટેએ ખરેખર એ વિધવાની સાસુને મોંઢે પણું કહ્યું કે, "આને પરણાવી દેવી જોઇએ" એ વિધવાની સાસુ ઉદાર હૃદયના અટલે એમણે, જવાબ આપ્યો કે, 'મારી કયાં નાં છે? મારે તો બેઉ બાજુનું દુઃખ છે. એક દિકરો ગયો તેનું અને બીજું અકાળે કરમાઇ જતી આ પૂત્રવધુનું, એની ઇચ્છા હોય તો હું ખુશીથી તેને પરણાવીશ. એને સુખી જોઇ મારા અંતરમાં શાંતિ થશે." તેને આ વાત તેની પૂત્રવધુને કરી અને પૂછી જોયું કે" તારી ઇચ્છા હોય તો હું તને પુનર્લગ્નથી સુખી જોવા ઇચ્છું છું. તું જરાય સંકોચ રાખતી નહિં. તારૂં અંતર ખોલી મને સાચી વાત કરજે." પેલી વિધવાએ કહ્યું કે "એ વાત કદી બની શકે એમ નથી. આવી ઘેલી વાત મારી પાસે શું કરો છો? શું હું તમને ઘરમાં ભાર રૂપ લાગું છું કે મને ઘરમાંથી કાઢવાના પ્રયત્નો કરો છો?" બીજે દિવસે સવારના એ વિધવા પથારીમાંથી ઉઠી ન શકી. ડોકટરને બોલાવી તપાસ કરાવી તો હાર્ટ ફેઇલથી મૃત્યુ થયાના સમાચાર મળ્યા.

પાછો યુવતી સંઘ દુઃખીને દિલાસો આપવા દોડયો, અને જમના બહેનની સમય વગરની વાણીને બધા ફીટકારવા લાગ્યા. સુમતિબહેને જમનાબહેનને કહ્યું કે, જોયું જમનાબહેન, સમય વગરનું બોલવાથી કેટલું નુકશાન થાય છે! તેનો આ પ્રત્યક્ષ દાખલો. "ચાર મળે ચોટલા તો ભાંગે ઘરના ઓટલા" એવું તમે કર્યું."

**જમનાબહેન–** બાઇ મેં તો સારા સારૂં કહ્યું હતું. એને મોત આવ્યું હશે એટલે મરી ગઇ. તેમાં હું શું કરૂં? હું તો હજી કહું છું કે એ જીવતી હોત તો પુનર્લગ્ન કરી જરૂર સુખી થાત.

**કસ્તુરબાઈ**– જમનાબહેન તમે પણ જુની આંખે ઠીક નવા ચસમા ચડાવ્યા છે. હૃદયમાં કારમો ઘા પડયો હોય અને એ આઘાત અસહ્ય હોય તેવે સમયે બોલવામાં સંયમ રાખવો જોઇએ. તમારી રીત તો ઘૃણા ઉત્પન્ન કરે એવી છે. તમે સુધારાવાળા જો આવી જાતનો પ્રચાર કરતાં રહેશો તો કયાંય તમારૂં સ્થાન નહિ રહે. તમે હવે જીભને કાબુમાં રાખો તો સારૂં. આ વિવાહનું બારમું તમારા પ્રતાપેજ થયું છે. બાકી તો (વળી એમના ફરમાસુ ભેજામાંથી સમયોચિત ભાષા નીકળી.)

**સમય સમય બળવાન હો નહિ પુરૂષ બળવાન,**
**કાબે અર્જુન જીતીયો એજ ધનુષ્ય એજ બાણ.**

સમય સમયનું કામ કરશે. તમે આમ ઉતાવળા બની આગ શું કામ લગાડો છો?

**જમનાબહેન**– મારાથી બોલ્યા વગર તો નહીં જ રહેવાય. હવે કંઈ કહેશો? એ વિધવાના હૃદય ની આગ મારા હૃદયને પણ બાળી મૂકે છે.

(બધી યુવતીઓ એના મુખ સામે જોઇ રહી. કોઇ કોઇ તો નાક ચડાવવા લાગી. દરેકને એમની રીત પર ગુસ્સો ચડયો હોય એમ દેખાયું.)

**સુમતિ**– જમનાબહેન, તમારૂં પાંડિત્ય તો હવે પરાકાષ્ટાએ પહોંચી ગયું છે. હવે જરા ધીરજ ધરો તો સારૂં.

**રંભા**– એક સમય એવો હતો કે સ્ત્રી મરી જાય ત્યારે તેના પતિ માટે બીજા લગ્નની વાત સ્મશાનમાંજ થતી. એ હવે સમયના પરિવર્તને બંધ થઇ છે. તો હવે આ આપણા જમનાબહેન જાણે જૂનું વેર વાળતા હોય તેમ મૃતશરીર સામે હીંમતભેર એની વિધવાના લગ્નની વાત કરતાં સંકોચાતાં નથી. એ પણ સમયની બલિહારીજ છે ને?

**કસ્તુરબહેન**– આ તો કળયુગ છે બાપ! જે વાત નહિ થાય તે ઓછી. પણ એ ઝાંઝવાના જળથી પાણી નહીં મળે, એની જમનાબહેનને કયાં ખબર છે? (વળી એમણે સમયોચિત વાણી ઉચ્ચારી)

"મૃગજળ કેરા મોહ શા લાગ્યા તને માનવી?"



# ઉદ્યોગે ઉજળાં

## સંવાદ

(સંતોક જમીને બેઠી છે. એંઠવાડના વાસણ બાજુમાં પડ્યા છે; ઉંદરો ચોખાના દાણા ઉપાડી ઉપાડી આનંદથી ખાય છે, અને ફરી પાછા લેવા આવે છે. તે શાંતિથી જુએ છે. તે જોવામાં તેને આનંદ પડે છે. ઘરમાં બધું અસ્તવ્યસ્ત પડેલ છે તેની દરકાર કર્યા વગર સાદડી પાથરી સુવાની તૈયારી કરે છે ત્યાં બહારથી તેની બ્હેનપણી નિર્મળા તેને મળવા આવે છે. નિર્મળા તેની બાળપણની સખી છે. નિર્મળા ઉદ્યોગી, મહેનતુ, અને બીજાનું ભલું કરનાર છે. નિર્મળા ઘરમાં દાખલ થાય છે, અને સંતોકને સૂવાની તૈયારી કરતી જુએ છે.)

**નિર્મળા-** સંતોક, કેમ આટલીવારમાં સૂવાની તૈયારી? (આસ પાસ નજર ફેરવી) આ એંઠવાડ તો ઉપાડ. આ એંઠવાડ ખાઈ ઉંદરો તો વધી પડશે અને પછી તમનેજ કરડશે. આ ઘર કેવું અવ્યવસ્થિત છે!

**સંતોક-** શું કરૂં બહેન? જમ્યા પછી તુરત મારાથી કંઈ થતું નથી.

**નિર્મળા-** એ તો પાડેલી ટેવ પર આધાર છે. તું એમ ધાર કે તારે આટલું કામ કરી પછીજ શાંતિ લેવી છે તો જરૂર તું તેમ કરી શકીશ.

**સંતોક-** હવે તું બહુ સુઘડ છે તે જોઈ છે. લે તારો જીવ બળતો હોય તો તુંજ આટલું કામ કરી નાંખ.

**નિર્મળા-** બહેનને ત્યાં કામ કરવામાં કંઈ વાંધો નથી પણ તું મને વચન આપ કે તારૂં હું કામ કરૂં તેના બદલામાં તારે પણ દરરોજ કામ પુરૂં થયા પછીજ શાંતિ લેવી.

**સંતોક-** એક કલાક સુતા સિવાય મારાથી એક કળશો પણ ઉપડે એમ નથી.

**નિર્મળા-** તો ઠીક. લે તું સૂઈ જા. હું બધું કામ કરી લઉં છું.

(સંતોક સૂઇ જાય છે. નિર્મળા ઘરનું બધું કામ સફાઇથી આટોપી, તેના ફાટેલાં કપડાંને પણ બરાબર સીવી, ધોઇને જલદીથી નવરી થઈ જાય છે. સંતોક કલાક પછી ઉઠી જુએ છે તો એને એમ લાગે છે કે તે કોઈ બીજે ઠેકાણે છે. નિર્મળાની કામ કરવાની રીત તેને આકર્ષી લે છે.)

**સંતોક–** નિર્મળા, ખરેખર તું અજબ છે હો! આટલું બધું કામ તું કેમ ઝડપથી કરી શકે છે એ ખબર નથી પડતી. મારે તારી પાસેથી એ કાર્યપદ્ધતિ શીખવી પડશે.

**નિર્મળા–** એ તો તદ્દન સહેલી બાબત છે. તું ચીવટ રાખ અને હાથમાં જરા ચપળતા રાખ તો આના કરતાં પણ ઘણા ઘણા કાર્યો કરી શકીશ. ભલા તારૂં ભણવાનું કેમ ચાલે છે?

**સંતોક–** ભણે મારી બલા. એ માથાકુટ હવે હું ક્યાં કરૂં? મને તો ભણતાં શરમ આવે છે.

**નિર્મળા–** ભણવામાં શરમ કેવી? પણ તારી પોતાનીજ અંતરની ઇચ્છા નહિ થાય ત્યાંસુધી તું ભણી શકીશ નહિ. માટે હવે તને કહેવું નકામું છે. હવે હું જાઉં છું. મારા જેવું કામકાજ હોય તો જરૂર કહેજે.

(થોડા વર્ષો બાદ સંતોક દુઃખી હાલતે નિર્મળાને ત્યાં જાય છે. નિર્મળા સંચાપર કંઇ કામ કરી રહી છે. તેનું ધ્યાન સંતોક પર પડતું નથી. પણ સંતોકનું દુઃખભર્યું ધ્રુસ્કું સંભળાય છે. તે પાછું વાળી જૂએ છે તો સંતોકને રડતી જોઇ અજાયબ થાય છે, અને તેને સાંત્વન આપતાં એના દુઃખનુ કારણ પૂછે છે.)

**નિર્મળા–** જો ને બહેન, તું તો મારી સગી બહેન જેવી છે. મને તારા દુઃખની વાત કરે તો એનો કંઈ ઉપાય શોધાય. તું કેમ આટલી બધી હતાશ બની ગઇ છે?

**સંતોક–** મારા આળસથી આજ હું એકદમ દુઃખમાં પડી ગઇ છું. તારા કહેવા પ્રમાણે માન્યું નહિ તેથી ઝેરી ઉંદરના કરડવાથી મારા પતિ અને બાળક બંનેને ગુમાવી બેઠી છું. આજ મારૂં કોઇ નથી.

પાડોશીઓ તો મારા સામું પણ જોતા નથી. પતિ અને બાળકની એક માસ માંદગી ચાલી અને થોડાઘણા પૈસા હતા, તે તેમની માંદગીમાં ખરચાઈ ગયા. હવે મને કોઈ પૈસા ધીરતું નથી. એક બે સખીદિલની બહેનોએ મદદ કરી પણ હંમેશાં મદદ કોણ કરે? એમણે પણ મને સંભળાવી દીધું કે કંઇ કામે વળગી જાઓ. આમ હરામની મદદ લેવી એ ઠીક નહિ. મને પણ હવે એમજ થાય છે કે હું કાંઇ કામે વળગું. ગઈ કાલનો ઉપવાસ છે અને આજે તારી મદદ લેવા આવી છું. મને એવી જાતની મદદ કર કે હું બીજાને ઉપયોગી બની, મારૂં ગુજરાન ચલાવી શકું. હવે મને મદદ નહીં મળે તો હું આપઘાત કરી બેસીશ એવી બ્હીક રહે છે. હવે મારાથી વિશેષ દુઃખ સહન કરી શકાય તેમ નથી.

**નિર્મળા**— બહેન, તારૂં દુઃખ સાંભળી શકાય તેમ નથી. તું ધીરજ ધર. તારા પતિ અને પુત્રના મૃત્યુનાં સમાચાર મને કેમ ન મોકલ્યાં?

**સંતોક**— તમને ખબર છે કે મારામાં ઘણું આળસ છે. રખે મને કંઈ કામ કરવાનું કહો એ બ્હીકે મેં તમને આજ દિવસ સુધી જણાવ્યું નહિં, અને દુઃખમાં દિવસો વીતાવ્યા. હવે તો નિશ્ચય કરીને આવી છું કે કોઈનું હરામનું ખાવું નથી, અને ઉદ્યમથી આગળ વધવું છે. મેં હવે દ્રઢ નિશ્ચય કર્યો છે કે આળસને મારામાં પેસવા ન દેવું. એ આળસ મારી સર્વ સત્યાનાશીનું કારણ બનેલ છે જે કારણ હું તમને કહી નથી શકતી. બહેન, મને વિશેષ પૂછતા નહિ. મને કંઈપણ કામ સોંપો.

**નિર્મળા**— ભલે હું તારે માટે વિચાર કરી કંઈ રસ્તો કાઢીશ. હમણાં ચાર આઠ દિવસ તું મારી સાથે રહે અને સ્વસ્થ થા. હું તને મારી બહેન સમાન ગણું છું. તું અહીં જરાપણ મુંઝાતી નહિ.

**સંતોક**— ભલે બહેન, પણ જો જો મને સત્વર કામ શોધી આપજો. નહીં તો મને બ્હીક લાગે છે કે મારો નિશ્ચય ડગી જશે.

**નિર્મળા**— ભલે બહેન, એની હવે તું ચિંતા ન કર.

(થોડા દિવસમાં નિર્મળા તેને વનિતા વિશ્રામમાં મોકલવાની સગવડતા કરી આપે છે. ત્યાં સંતોક સાત વર્ષ રહે છે અને ઘણું સુંદર અને સુઘડતાવાળા કામથી અને અભ્યાસમાં પહેલે નંબરે રહેવાથી બધાને પ્રિય થઇ પડે છે, અને બહોળા અનુભવે તે આખા વનિતા વિશ્રામને। દરજ્જો સંભાળવા ભાગ્યશાળી બને છે. પોતે જોયેલ, અનુભવેલ દુઃખ યાદ કરી અનેકનાં દુઃખમાં દિલાસારૂપ બને છે અને બીજી બહેનોને ઉદ્યમી બનાવતી, ઉદ્યમે ઉજળાંની ભાવના સર્વત્ર પ્રસારે છે, અને નિર્મળાને અંતરથી આશિર્વાદ આપતી તેની પવિત્ર મૂર્તિને હૃદય મંદિરમાં પૂજે છે.)

(નિર્મળા ઘણીએ વાર સંતોકને મળવા જાય છે.
તેમ આજે પણ આવે છે.)

**સંતોક**– આવો આવો મ્હોટાબ્હેન આવો.

**નિર્મળા**– સંતોક તું કેમ છે? અહિં સુખી તો છે ને?

**સંતોક**– તમારા અંતરના આશિર્વાદથી હું પરમ સુખી છું, અને અનેક બ્હેનોને દિલાસારૂપ બનું છું. હવે તો મારો પગાર ઘણો વધ્યો છે, અને આશ્રમનું બધું કામકાજ હુંજ સંભાળું છું.

**નિર્મળા**– એમ છે! તો મારે તારા માટે અભિમાન લેવું જોઇએ. તારાજેવી કાર્યકુશળ બ્હેનો બને તો અનેકને ઉપયોગી બની શકે. તારા દૃઢ વિચારેજ આજ તું સુખી બની છે, અને મોટું સ્થાન અને માન મેળવી શકી છે. માણસ જો મનમાં નિશ્ચય કરે, ખંત અને ચોકસાઇથી કામ કરે, તો જરૂર તેને યશ મળે.

**સંતોક**– મ્હોટા બ્હેન, તમારી કૃપાથી હું આ દિવસ જોવા પામી છું. ચાલો હું મારૂં કામ તમને બતાવું. પોતે શું, શું, કામ કરે છે તે બધું બતાવે છે.

**નિર્મળા**– અરે સંતોક! તેં તો ખુબ કામ ઉપાડી લીધું છે ને શું? ખરેખર મારા તને અંતઃકરણપૂર્વક ધન્યવાદ છે. તેં મારી મહેનતને અને પ્રેમભરી લાગણીને દિપાવી છે.

**સંતોક**– મ્હોટાબેન! મારી એક માગણી સ્વીકારો. મને ખબર છે કે મારી જાણ બ્હાર તમે મારૂં બધું ખર્ચ આપેલ છે. હું તમારી

રૂણી છું, આજ મને રૂણ મુક્ત કરો. હું તમને મળવા આવવાની જ હતી. પણ તમે પોતેજ મને મળી ગયા એ ઇશ્વરની કૃપા. (એને રૂપીયાની થેલી આપે છે.)

નિર્મળા- એ તે કંઇ લેવાય. તું મારી બ્હેન છે ને?

સંતોક- એવું બોલતાજ નહિ. લોખંડને પારસમણીનો સ્પર્શ થતાં તે લોખંડ રહેતું નથી. નિમકહલાલીનો પાઠ તમેજ મને શીખવ્યો છે ને? કારણ વગરની મદદ લેવાથી માણસ સ્વાર્થી બની જાય છે, અને એ ટેવ માણુસને નિમકહરામ બનાવે છે એમ તમેજ કહેલું. મહેરબાની કરી આ સ્વીકારો. તમને મારા જેવી અનેક બ્હેનોની મદદ માટે એ કામ લાગશે.

નિર્મળા- વ્હાલી સંતોક, તું સો ટચનું સોનુંજ નિવડી છે. કયાં દશવર્ષ પહેલાંની તું અને કયાં આજનું તારૂં પરિવર્તન. દુઃખ ઘણીએવાર માણુસને દેવ બનાવે છે. જો તારી જેમ સત્ય, ટેક, અને ઉદ્યોગને વળગી રહેનાર સ્તુત્ય રાહ લ્યે તો. બ્હેન મારા તને આશિર્વાદ છે કે તું ઘણા ઘણા સારા કાર્ય કરી ઉદ્યોગને ઉજવળ બનાવજે. ચાલ મારી સાથે આવે છે, આજે એક દુઃખી બ્હેનને મદદ કરવાની છે.

સંતોક- અરે એને માટે તો હું રાત કે દિવસ કંઇજ જોતી નથી. એ બધો તમારો જ પ્રતાપ હો, મારા પતિતપાવનિ બ્હેન જ્યાં હોય ત્યાં પાપ કે દુઃખ રહેતું જ નથી. દુઃખ એ તો પાપને બાળનાર વિશુદ્ધ રસ્તે દોરનાર દૈવી સુયોગ ગણાય. દુઃખમાં જો ધીરજ રાખી સાચો રાહ લેવાય તો સંસાર તરી જવાય, સાચું સુખ પ્રાપ્ત થાય. તમારા યોગે જ મારા અંતર ચક્ષુ ઉઘડી ગયા છે. એમ અનેક દુઃખી બ્હેનો સાચે રાહે દોરાય એ અંતર ઇચ્છા છે. ચાલો બ્હેન, હું તમારી સાથે આવું છું

નિર્મળા- સંતોક તું તો ઘણી જ આગળ વધી ગઇ. આજે તો હું શુભ શુકન જોઇને જ આવી હોઉં એમ લાગે છે. અમર રહો તારી ઉંચ ભાવના, અને સેવાભાવિ વૃતિ. અનેક ને દુઃખમાં દિલાસા દેતી તું અમર બનજે. (બન્ને જાય છે)



# ભાઈબહેન

(ભાઈના એક હાથમાં ગજરો અને વેણી છે.)

**ભાઇ**– ચાલો! હું તો તૈયાર થઈ ગયો પણ બ્હેન કયારે આવશે? આજ તો રાણીનો બાગ જોવા જવું છે. ને આ બ્હેનબાનાં હજી ઠેકાણું નથી. ચાલ ત્યારે એને માટે એક કવિતા શોધી કાઢું

(ત્યાં ઝાંઝરનો ઝમકાર અને ભારે પગલાંનો અવાજ સંભળાય છે.)

આવી, આવી!

ઝમ, ઝમ, ઝમ, ઝણણણ
ધમ, ધમ, ધમ, ધણણણ

ગીત

હાં, હાં રે ધીમાં ધીમાં એ ડગલાં રસાળ
એ મધુરા રણકાર ગજાવતી મનહરણી
બેનડીના બોલ મીઠા મધુરા રસથી ભર્યાં
રીઝવતી ઘરનાં સહુ બાળ
એ કરતી ટહુકાર, મીઠડી મનહરણી.

(બ્હેનને આવતી જોઈ સંતાઈ જાય છે. બ્હેન ઝાંઝરના ઝમકારે ભારે પગલાં મૂકતી દાખલ થાય છે. હાથમાં ફૂલની માળા છે. વીરને પહેરાવવા આતુર બનેલી છે, કારણ કે ભાઈ આજે રાણીનો બાગ જોવા લઇ જવાનો છે.)

**બ્હેન**– (આસપાસ કોઇને નહિ જોતાં) ભાઇ હજી આવ્યો લાગતો નથી; ચાલો ત્યારે કંઇક લલકારીએ.

સોહામણો વીર શોભે મહારાજા જેવો
બ્હેન માટે બનતો એ કાલો ને ઘેલો
હાર એને શોભશે આ કેવો!
વીર મારો કાન કુંવર જેવો

(ભાઇ પાછળથી આવી આંખ દાબે છે. બ્હેન ઘણી બૂમ પાડે છે છતાં છોડતો નથી.)

બ્હેન–

કાણી ભાભી, કાણી ભાભી, કાણી ભાભી લાવીશ હો!
ભાઇ મારો ઉપરથી ડાહ્યો જણાએ
રમતો ને ભમતો એ મુજને સતાવે
ચીડ ચડે એવી કે કાણી ભાભી આવે
રીસ મારી બૂરી જણાએ.

(ભાઇ એની આંખો છોડી દે છે)

બ્હેન– જોયું ને! કેવા પાસા પોબાર પડયા!

ભાઈ– (ચાળા પાડતો) હાં, પોબાર પડયા! તું પણ જોજે, હું કાણો બનેવી લાવીશ અને ત્યારે તું કેવી લાગીશ, કહું?

મસ્તક તારૂં બનશે ખસેલું
કાણો બનેવી લાવીશ તેવું
રહેશે સદા તું નિરાશ
તું બનશે ઉદાસ
રીઝવશે કોણ ત્યારે ?

બ્હેન– નહિ, નહિ, ભાઇ! ક્રોધ નહિ કર. લે, હું કેવી ભાભી લાવીશ તે કહું?

ભાભી લાવીશ રૂપસુંદરી જેવી
ક્રોધ ઉતારો તમે આજ
આ પહેરાવું માળ, પ્રસારો સુવાસ
વીર મારો કા'નકુંવર જેવો.

ભાઈ– હું પણ તારે માટે શું લઈ આવ્યો છું તે કહું, લે જો.

ભાઇ– વેણી ને ગજરો હું લાવ્યો તમ કાજે
લાવ બાંધી આપું એ કેવી સોહાયે
મધુરી આ મ્હેકે સુવાસ, રહેજે એવી બાળ
મીઠડી મનહરણી—

જોજે, હવે કોઇ દિવસ કાણી ભાભી નહિ કહેતી હો.

બ્હેન– તું પણ કાણો બનેવી નહિ કહેતી આપ વચન !

ભાઈ– પહેલ તો તેં કરી હતી, એટલે તું માફી માગ, પછી વચન આપું

બ્હેન– નહિ, નહિ, માફી તું માગ. મ્હારી આંખ એટલી બધી શું કામ દાબી? ફૂટી ગઈ હોત તો! માફી તો તારે માગવી જોઇએ.

ભાઈ– સમજ્યો! સમજ્યો! ભાઈના ઘરમાં તો બ્હેનનું જ રાજ. બ્હેન એ તો અમૃત વીરડી, નિઃસ્વાર્થ પ્રેમની મૂર્તિ, ભાઈના અંતરનો આરામ, વાત કરવાનું ખરૂં સ્થાન. મ્હારી વ્હાલસોઈ બ્હેન. બ્હેન! તારી માફી માગું છું, એક વાર નહિ, હજાર વાર. બસ? હવે ખુશ થઈ?

બ્હેન– વાહ! કેવો વ્હાલો લાગે છે! હું ન્હોતી કહેતી? વીર મારો મીઠો મધ જેવો. (દુઃખણાં લે છે)

ભાઈ– ચાલ, ચાલ, મોડું થશે. રાણીનો બાગ જોવો છે ને?

હેન– ત્યાં શું હશે?

ભાઈ– સુંદર મોટો બાગ, રંગબેરંગી અનેક જાતનાં પક્ષીઓ, સિંહ, વાઘ, હાથી, વાંદરાં, હરણ, અને બીજી ઘણીએ જાતનાં દુનિયામાં વસતાં અનેક પશુપક્ષીઓ ત્યાં જોવા મળશે. બહુ સુંદર બાગ છે.

બ્હેન– એમ? ચાલો ત્યારે, આટલું મોડું શું કામ કર્યું? ચાલો ચાલો જલદી જઈએ.

ગાયન

ભાઈબ્હેન–

લડતાં, વઢતાં અમ બાલુડાં, અંતર બનતાં વિશાળ,
હસતાં રમતાં ગમતાં હૈયાં, વહે પ્રેમની નિર્મળ ધાર
સ્નેહ સરોવરે નિત્ય રહેતા'તા માતપિતાના આવાસ
ભેદ અભેદના બંધન ટળતાં, ભાઈ બ્હેનનાં વ્હાલ.
લડતાં વઢતાં, લડતાં વઢતાં,
અમ બાલુડાં, અંતર બનતાં વિશાળ.

(આનંદ કરતાં બન્ને જાય છે.)



# ધીરેન્દ્રબાળાને અભિનંદન

(ચાર સાહેલીઓ પુષ્પનાં હાર લઈ જતી દેખાય છે.
ત્યાં સામેથી તેની સહીયર આવે છે.)

આગંતુક- કેમ બ્હેન, આજ આપ પુષ્પમાળા ગ્રહી કોને વધાવવા જાઓ છો?

પહેલી સખી- આજે શ્રી કોટ હિન્દુ સ્ત્રી મંડળમાં અભિનંદનનો મેળાવડો છે ત્યાં જઈએ છીએ.

આગંતુક- અભિનંદનનો મેળાવડો એટલે શું?

બીજી સખી- જો! દુનિયામાં જુદા જુદા કાર્યોનાં અનેક વિભાગો હોય છે. જે વ્યક્તિએ અમુક વિભાગમાં રહી સર્વથી શ્રેષ્ઠ કાર્ય કર્યું હોય તેને માન આપવું, ઉત્તેજન આપવું, તેને અભિનંદન કહે છે, જેથી બીજા તેનું અનુકરણ કરી એ કાર્યને પ્રોત્સાહન આપે.

આગંતુક- એ માન મેળવવા આજે કોણ ભાગ્યશાળી થયું છે?

પહેલી સખી- જો સાંભળ.

સોરઠા

પહેલી સખી-

ધીરજ વાળી રહે શરમાળી બોલે થોડું ગણત્રી ભારી
મંદ મંદ હસતી મુખ નવ વદતી કોઈ કહે છે માની
બાળકની બેલડી બનતી માન લીએ છે ભારી
વિચારશીલ ગમ ખાતી ભાળું અક્કલવંતી એ લાગે
સાહિત્ય ચર્ચા કરતી ત્યારે માન અંતરમાં જાગે

બીજી સખી-

બ્રહ્મપુત્રીએ લાડ લડાવ્યા કસ્તુરી તિલક ચઢાવ્યું
ઇન્ટર આર્ટ પરીક્ષામાં એને પ્હેલું નામ દીપાવ્યું

ઇંગલીંગ ઇનામ મેળવી યશ લીધો જગમાંય
માત પિતાનું નામ ઉજાળ્યું ગુર્જર ગર્વ અંકાય

ત્રીજી સખી–

એનું જ્ઞાન ઉંડું છે ઘણું પારખી ન શકે કોઇ
વિજળી સમ ઝબકીને આજે આંજ્યા અનેક લોક
દેખાવમાં ગંભીર છે કોઇને સ્વમાની લાગે
પણ અંતર નથી અભિમાન પરિચયથી એ લાગે
ગૃહસ્થાઇનો ધર્મ એ જાણે આગંતુક સહુ આદર પામે
મા ને હૈયે રહે વિશ્રામ સાચું શિક્ષણ એનું નામ

ચોથી સખી–

કૃષ્ણ વર્ણસમ મુખડું એનું મીઠી આંખો લાગે
પ્રેમ ભર્યું હૈયું છે એનું શાન્તી દાયક લાગે
અભિમાનને એ દાબતી નમ્રતા ધરતી ઉરે
ગૃહ કાર્યને શોભાવતી પાક શાસ્ત્રમાં પ્હેલે
પ્રત્યક્ષ દાખલો દેતી બાળા ધીરેન્દ્ર નામ ઉજાળે
સાચું શિક્ષણ કહેવું એને જે શિક્ષણને દીપાવે

આગંતુક– એમ છે! તો ચાલો હું પણ તમારી સાથે આવું. માર અંતરમાં આ સાંભળી અનેરો આનંદ થાય છે. અંત ઇચ્છે છે કે –

ઇચ્છું લાંબું આયુષ્ય એનું
શ્રી, ધી, વરજો એ ને
લક્ષ્મીવર રહેજો સંઘાતે
જીવન પંથ પ્રકાશે

ચાલો આપણે મોડું થશે વેળાસર પ્હોંચી જઇએ.

(બધા જાય છે.)



# દીપોત્સવી દિ'વાળની

**નથુ**– બા, મને વહેલો જગાડજે હો, મારે તારી સાથે દર્શને આવવું છે; (પાસે બેઠેલી વેણી સામે જોઇ) કેમ બહેન, તું પણ આવીશને?

**વેણી**– (સાત વર્ષની છે) હા, હું તો આવીશ પણ સાથે પ્રહલાદ અને શંકરને પણ લેજે હો. ફટાકડા ફોડવાની ગમ્મત પડશે કેમ?

**નથુ**– ભલે, પણ ચાલો આપણે બધાં આજ વહેલાં સૂઈ જઈએ, નહિ તો કાલે ઊઠી શકાશે નહિ.

(વહેલાં ઊઠવાનાં અને દિવાળીની મોજનાં સ્વપ્નાં સેવતાં બાળકો ગાઢ નિદ્રામાં પડે છે. રાત્રિ જલદીથી પસાર થઇ જાય છે, ઘડિયાળમાં ત્રણના ટકોરા થાય છે અને ફટાકડાના બુલંદ અવાજે બાળકો ઝબકી જાગી ઊઠે છે. બાને બૂમ પાડે છે પણ બા કયાંય મળતાં નથી, જવાબ દેતાં નથી તેથી નિરાશ થતાં બાળકો એકબીજાની સામે નિરાશાથી જૂએ છે. ત્યાં બહારથી ગાયનનો સૂર કર્ણગોચર થાય છે. તેમાંથી પરિચિત બાનો સૂર ઓળખી, 'બા, બા,' કરતાં ટાઢને લીધે એક એક ઓઢવાનું હાથમાં લેતાં દોડે છે, અને અંધકારમાં પણ બાને શોધી કાઢે છે અને તેમની સાથે સાદ પૂરાવે છે. "વહાલાજીનો કેસરીઓ વાઘો રે, કે સહિયરૂં જોવાને ચાલો." ગામડાની દિવાળી એટલે નવજીવનની ઉજળી જ્યોત એમ લોકો માનતા. જોડિયું ગામ નાનું હતું પણ વસ્તી સંપીલી હતી. દિવાળીના પંદર દિવસ અગાઉથીજ લોકો ત્રણ વાગ્યામાં ઊઠી મંદિરે દર્શન કરવા જતાં, દીવા મૂકતા, ફટાકડા ફોડતા અને આખા ગામમાં મોટા ઉત્સવ સમાન આનંદમંગળ વર્તી રહેતો. ગામડાગામમાં ઉત્સવો વધાવી લેવાનું લોકો ચૂકતા નથી તેથી ઘણા લત્તાઓમાંથી લોકો ટોળેને ટોળે ભેગા મળતાં અને મુકરર કરેલી જગ્યાએ એકઠાં થતાં. પાછલી રાતના અજવાળીઆમાં એકાદ ફાનસ સાથે રાખી તેના ઝાંખા પ્રકાશમાં જરાપણ ભય કે સંકોચ વગર સ્ત્રીપુરુષો સાથે દર્શન કરવા જતાં. કોઈને કોઇપણ પ્રકારનો સંકોચ કે બીક રહેતી નહિ, તેમ જરજનાવરનો ભય પણ ન હતો. રસ્તે લુટાવાની ધાસ્તી ન હતી. કોઇ કોઇ ઠેકાણે ચંદ્રનો પૂર્ણ પ્રકાશ હોય, કોઇ કોઇ ઠેકાણે ગાઢ અંધકાર પણ હોય,

છતાં બધા સરખી રીતે ચાલતાં અને પ્રભુ ભજન કરતાં દરેક મંદિરે દર્શન કરે, દીવા મૂકે અને બાળકો પાસે મૂકાવે અને દીવા મૂકતાં પોતાના અંતરમાં અંતરદીપ પ્રગટાવવા પ્રભુપ્રાર્થના કરતા. વડીલો પોતાના બાળકોને પણ તેમ કરવાનું શીખવાડતા. બાળકો સમજ વગર કે અંતરના ભાવ વગર કાર્ય કરતા અને વડીલો સંતોષ માનતા. તેઓ જાણતા કે આજ અંતરભાવ વગર કરેલ કાર્યની, તેઓ મોટા થશે ત્યારે યાદ આવશે અને આ બધા ભાવ આશીર્વાદરૂપ બનશે. બાળકો દીવાની વાટે ફટાકડા ફોડતા અને ગમ્મત કરતા. બાળકોને નવાં વસ્ત્ર પહેરવાં, મિષ્ટાન્નો ખાવા અને આનંદ કરવો એટલે દિવાળી હંમેશા રહે એવું ઇચ્છતા પણ સુધરેલા લોકોને આવા સમાજ પર કંટાળો આવતો. એક દિવસે ચોરામાં પંડિતજી રસપૂર્વક કથા વાંચતા હતા. કથાનો ભાગ લગભગ પૂરો થવા આવ્યો હતો ત્યાં એક યુવાને પ્રશ્ન કર્યો.)

**યુવાન–** પંડિતજી, આ દિવાળીનો ઉત્સવ તદ્દન નકામો નથી લાગતો? આ બધી ફટાકડાની ધમાલે તો માથું ફાટી જાય છે.

(પંડિતજી વિદ્વાન્ હતા, શાંત હતા, લોકો તેને ઘણા પૂજ્યભાવથી પૂજતા અને ઘણીયે બાબતોમાં તેમની સલાહ લેતા; જુવાન અને વૃદ્ધ, બન્નેના પ્રશ્નો શાંતિથી જવાબ વાળતા અને પોતાના સદ્વર્તનથી બીજા ઉપર સારો પ્રભાવ પાડી શકતા.)

**પંડિતજી–** બેટા, દિવાળી એટલે દિ'વાળતી કારણકે અનેકને આ નવા દિવસોથી અવનવી પ્રેરણાઓ મળે છે; નવા ઉદ્યોગો, નવાં કામો કરવાની વૃત્તિ જાગૃત થાય છે તેમજ ઘણાને મનુષ્યજીવનમાં શુભ કાર્યો કરવાની અને જીવનને ધન્ય બનાવવાની પ્રેરણા જાગે છે; અને આ દિવસો સમયનું ભાન કરાવે છે, કાર્યને કંઇ કંઇ નવી દિશાઓનાં સૂચનો થાય છે અને જીવનને શુભ રસ્તે પલટાવવામાં આ દિવસો ઘણાં ભાગ ભજવે છે. આ દિવસો સમય અને વખત વિચારવાની ચેતવણી આપે છે. અનેકનાં દુઃખો આ વખતે દૂર થાય છે અને સુખનું નવું આશાકિરણ (ઉદય પામવાની આશા) બંધાય છે.

**યુવાન–** એ તો ઠીક, પણ આ પ્રસંગે બાળકો ફટાકડા શા માટે ફોડતા હશે? અને તેના માબાપો તેને તેમ કરતા અટકાવતા કેમ નહિ હોય? આ બધા ધતીંગથી તો બહુ ત્રાસ થાય છે.

**પંડિતજી**– આ દિવસોમાં બાળકો ફટાકડા ફોડે છે અને વડીલો તેને તેમ કરતાં અટકાવતા નથી તેનાં પણ કારણો છે. આપણા પ્રાચીન આચારવિચારો તરફ નજર કરીએ તો જરૂર જાણવામાં આવે કે નિષ્કારણ કંઇ પણ નથી. આપણા દરેક આચારની પાછળ કંઇને કંઇ રહસ્ય રહેલ છે પણ તે વિચારીને શોધી કાઢવું જોઇએ. પણ ભાઇ, વગર વિચાર્યે આ બધું ધતીંગ છે એમ ન કહેવું જોઇએ. આપણી બુદ્ધિ ન પહોંચે તે ધતીંગ ન કહેવાય પણ આપણી વિચારશક્તિની ખામી કહેવાય. જુઓ, ફટાકડા એ શરદીને અને ભેજવાળી હવાને શુદ્ધ કરનાર, ગંદકીનો અને ઝેરી જીવજંતુનો નાશ કરનાર વસ્તુ છે. દારૂ અને ગંધકની વાસથી હવા શુદ્ધ બને છે. ચોમાસાના ચાર મહિનાના વરસાદ પછી જમીન ઘણી ભેજવાળી અને અનેક નાના મોટા જીવજંતુઓવાળી, ઝેરી જીવાતવાળી પણ હોય છે. તે બધાને દૂર કરવા માટે પુષ્કળ ફટાકડા ફોડવા જોઇએ. તે કાર્ય આ રીતે બાળકોદ્વારા દરેક જગ્યાએ થઇ શકે છે. બાળકો આનંદથી ફટાકડા ફોડે, ગમ્મત કરે અને વડીલો જાણ્યે અજાણ્યે પણ એક જાતની સમાજસેવા આ રીતે કરાવી હવાને શુદ્ધ બનાવે છે અને જરજીવાતનો ભય દૂર કરે છે. આ પણ આપણા લોકોની મુંગી સેવાઓ છે તેનો આ પ્રત્યક્ષ દાખલો છે એમ કહું તો ખોટું નહિ.

**યુવાન**– પંડિતજી, આપનું કહેવું યોગ્ય છે. આપનાં વચનોથી મારી કેટલીક શંકાઓ દૂર થતી જાય છે છતાં હજી કેટલીક બાકી છે. આપની અનુમતિ હોય તો જણાવું.

**પંડિતજી**– પુછો ને ભાઇ, ખુશીથી પુછો. તમે જે પૂછશો તેનું મારી બુદ્ધિ પ્રમાણે જરૂર સમાધાન કરીશ.

**યુવાન**– દિવાળીના દિવસોમાં લોકો બહુ વહેલા શા માટે ઊઠતા હશે? અને ત્રણ વાગ્યામાં ઊઠી દર્શને જવું અને દરેક ઉત્સવ દેવદેવીઓના નામથી થાય, એ શા માટે? આપને નથી લાગતું કે દેવદેવીઓની ભાવના આપણને આગળ જતાં અટકાવે છે?

**પંડિતજી**– જો બેટા, એવું કંઇ નથી. વહેલા ઊઠવાથી મગજને કુદરતી ઠંડકવાળી હવા મળે છે. અને એ રીતે મગજ શાંત અને વિચારશીલ બને છે અને દિવાળીના દિવસોમાં વહેલા ઊઠવાથી

અને ચાલવાથી ઘણી શક્તિ મળે છે અને પ્રાણવાયુ બળવાન બને છે. આ રીતે જાણતાં અજાણતાં પણ આપણે આપણા શરીર અને મગજ બન્નેને મજબૂત બનાવી શકીએ છીએ. બીજું, દેવ અને દેવીને માનવાથી માણસને નિરાશ નથી થવું પડતું. ઘણીયે વખત એવું બને છે કે ગમે તે પ્રયત્ન કરવા છતાં માણસ તેમાં ફાવી નથી શકતો ત્યારે દૈવાધીનની ભાવના તેને દિલાસારૂપ બને છે અને એક મિત્ર જેટલી આશ્વાસનરૂપ બને છે અને નવી જીવનદિશા સુઝાડી, નવી પ્રેરણા આપે છે. દૈવાધીન આખુ જગત છે. ઇશ્વરની ઇચ્છા સિવાય એક પાન હાલી શકતું નથી, માણસ શ્વાસ પણ લઇ શકતો નથી. ઇશ્વરની શક્તિ અગાધ છે. આપણે તેના પારને માપી શકવાને કે પામી શકવાને સમર્થ નથી અને તેથીજ સમયે સમયે તેની શકિત અને કૃપા માગીએ છીએ. દેવ અને દેવીરૂપી શકિતઓને પૂજવાનું તેથીજ કહેલ છે. આ શરદઋતુમાં તો ખાસ આપણા જીવનના આધારરૂપી ત્રણ દેવીઓનું પૂજન કરવામાં આવે છે. મહાકાળી, જે કાળ ને સમયને પોતાના કરકમળમાં ધારણ કરી રહેલ છે, તેની કૃપા મંગાય છે. બીજાં મહાલક્ષ્મી, આખા જગનો જીવનનિર્વાહ તેની કૃપા વડેજ ચાલે છે. તેની કૃપા મંગાય છે ત્રીજી, બુદ્ધિની અધિષ્ઠાત્રી મહાસરસ્વતી, જેની કૃપા અને પ્રેરણાથી માણસને સાચી દિશાનું સૂચન થાય છે, સાચો માર્ગ સૂઝે છે અને જેની મહાન કૃપાથી મનુષ્ય સર્વત્ર પૂજાય છે. આ ત્રણે શકિતઓને પ્રસન્ન કરવાનો આ સમય છે અને તે સમયને વ્યર્થ ન જવા દેવો જોઇએ. જેટલો આનંદ ઉત્સાહ અને કાર્ય આ દિવસમાં થાય છે, તે બધું લગભગ આખા વર્ષ સુધી ટકી રહેવાને સમર્થ બને છે પણ જે નિરૂત્સાહી અને પ્રમાદી છે, જેને દિવાળી કંટાળારૂપ છે, તેનું આખું વર્ષ પણ એવુંજ જાય છે એમાં શંકા જેવું કે વહેમ જેવું નથી. એટલે આ દિવસોમાં આપણી વૃત્તિઓ ખાસ ઉદ્યમી બનાવવી જોઇએ. દેવ અને દેવીઓ ઉદ્યમમાંજ પ્રસન્ન રહે છે. ઉદ્યમી અને ઉત્સાહી બનવું એ તો **જીવન-જીવ્યાનું એક લહાણું છે, જીવનનું સાફલ્ય છે.** ચોમાસા પછી નવું ધાન્ય અને નવાં શાકપાન આપણા ઉદરમાં જાય છે અને તે લોહીને વિશેષ શકિતવાળું બનાવી શરીરમાં નવું ચેતન રેડે છે અને તેથી માણસોના મનમાં નવો ઉત્સાહ અને ઉન્નત ભાવના અને નવાં કાર્ય કરવાની જાગૃતિ આવે છે. માણસ બળવાન બને છે, ધીરજવાળો થાય છે. અને તેથી આ દિવસો નવા દિવસો તરીકે અને શરદુત્સવ તરીકે પૂજાય છે. આસો માસની

એકમથીજ સ્ત્રીઓ અને ઘણે ઠેકાણે પુરૂષો પણ રાસ અને ગરબીઓ ગોઠવે છે અને એ રાસો દ્વારા આપણી ભાવનાઓ જગાડે છે. જે કાર્ય અને ભાવના શબ્દોદ્વારા નથી કરી શકાતી, તે રાસ અને ગરબીઓથી સહેલાઈથી સમજાવી શકાય છે અને એ રીતે સ્ત્રીપુરૂષોને શુદ્ધ ભાવનાઓનું પોષણ મળે છે અને અંતર રાસેશ્વરીના રાસથી ઓર રંગે રંગાય છે. આલ્હાદિની શકિત કેળવાય છે અને એ રીતે જગત્ આનંદમય બની જાય છે કે જે આનંદ પરમાત્મારૂપ છે. બીજું, દિવાળીના દિવસોમાં સ્ત્રીઓ ઘરને અવનવી ભાવનાપૂર્વક રંગબેરંગી સાથીઆઓથી રંગે છે. બારણામાં કળામયી રંગોળી પૂરે છે; અને દીપમાળથી ઘર અને અંતર પ્રકાશમાન બનાવે છે. નવી નવી જાતનાં પકવાન્નોથી સગાંવહાલાં અને મહેમાનોનું સ્વાગત કરવા આતુર બને છે. આ બધાં ઉજળી દિશાનાં શુકનો છે, તેને વધાવી લેવાં જોઈએ. શરદ્ઋતુના આ ઉત્સવો ઈરાદાપૂર્વક રચાયલા છે. તે મનુષ્યના આયુષ્યને વધારનાર, બુદ્ધિને તેજસ્વી બનાવનાર અને સત્કીર્તિને અમર બનાવનાર છે. બેટા, તેં આજે બહુ સારા પ્રશ્નો પૂછ્યા અને તેથી ઘણાને લાભ થશે એમ માનું છું. હવે સમય ઘણો થયો છે માટે આપણે પણ કથાવિસર્જન કરી માગીએ કે, "અમર રહો અંતરને અજવાળતી દીપોત્સવી દિ'વાળતી; અમર રહો અંતરને અજવાળતી દીપોત્સવી દિ'વાળતી. અમર રહો અંતરને અજવાળતી દિપોત્સવી દિ'વાળતી."

આ જયઘોષથી નથુ એકદમ ઝબકીને જાગી ઊઠયો. પોતે સ્વપ્નમાં છે એવું એને ભાન થયું અને વિચારના ચકડોળે ચડયો.

નથુ પોતાનું વતન છોડી આજ ઘણાં વર્ષ થયાં શહેરી જીવન ગાળી રહ્યો છે. ઘણી વખત ગ્રામ્યજીવન અને ત્યાંના આનંદભર્યા ઉત્સવોનાં સ્વપ્નાં સેવે છે. શહેરની કૃત્રિમતા કરતાં કુદરતી જીવન જીવનાર ગ્રામ્યજનોનું પ્રેમભર્યું હૈયું, નિર્દોષ આનંદ અને ભાવભર્યા સત્કાર ઘણી વાર યાદ આવે છે. નથુ મુંબઈની માયાવી જાળને છોડી શકતો નથી. ગ્રામ્ય જીવન તેને લોહચુંબકની જેમ ખેંચે છે; જુનાં સ્વપ્નાં સેવતો અડધો ઉંઘતોજાગતો પડેલ છે. તેને બાળપણ યાદ આવે છે. નાનપણની મસ્તી અને અખૂટ આનંદ, વહાલસોઈ માતા, નાનીબહેન વેણી અને ભાઈઓની યાદ તાજી થાય છે. બા કેવા વહાલથી ઊઠાડતી, પૂજા કરાવતી વહાલસોયા હૈયાથી કેવી કેવી ભાવના જગાડતી, ભીષ્મપ્રતિજ્ઞાની વાતોથી

મનને દૃઢ બનાવતી, શ્રી કૃષ્ણના સખાપણાની યાદથી મિત્રપ્રેમ કેળવતી શ્રી રામના વચનપાલનની વાત કરી પિતૃભક્તિ જગાડતી અને એકપત્નીવ્રત પાળવાની મુંગી મુંગી મંત્રણાઓ મૂકતી, કર્ણની વાતોથી દાનેશ્વરી બનવાની ધગશ પેદા કરતી, હરિશ્ચંદ્રની વાતોથી સત્ય અને ટેકવાળા બનવાની વૃત્તિ જગાડતી. બા, તારા અણમૂલા ઉપકાર ભૂલી શકાય તેમ નથી હો.!!

"એક દિવસ બાને પૃછ્યું કે "બા, હું કેવો વીર પુરુષ થાઉં તો તને ગમે?" આ પ્રશ્નથી બા ખુશખુશ થયાં અને ખૂબ વહાલ કર્યું અને કહ્યું કે "બેટા સર્વગુણ સંપન્ન થજે." આ શબ્દો હજી પણ મારા કાનમાં ગુંજે છે. આજ દિવાળી છે. કયાં મુંબઇની ઝળહળતી પ્રકાશ-માન રોશની, કયાં ગામડાનાં છુટાછવાયા અંધકારને માંડમાંડ ભેદતા ટગમગતા દીવડા? મુંબઇમાં આટલો પ્રકાશ, દરેક કાર્ય કરવામાં બધી જાતની સગવડતા, છતાં અંતરના તાપ ઓછા નથી થતા, જ્યારે ગામડામાં કામ થોડું, શાંતિ વધારે. કયાં મુંબઇનાં અશાંત જીવન અને કયાં ગામડાની અદ્‌ભુત શાંતિ? આજ મારે પણ "અમર રહો અંતરને અજવાળતી દીપોત્સવી દિ'વાળની" એમ કહ્યા વગર ચાલે એમ નથી. નથુને અંતર આજ અનહદ આનંદ છે કારણ કે તેની જીવન-ઉષા આજ ઉદય પામતી દેખાય છે અને તેની બાને દીધેલ કોલ પાળવાની જાગૃતિ થાય છે. મન નિશ્ચયી બને છે. ઘડીઘડી, એકની એક પંક્તિ યાદ કરે છે.

॥ અમર રહો અંતરને અજવાળતી દીપોત્સવી દિ'વાળની. ॥

મારૂં જીવન, મારી સંપત્તિ, મારા વતનની સેવા અર્થે, આજથી અર્પણ કરૂં તો!

નથુને પોતાનું વતન હૈયે ચઢ્યું છે. વિચારે છે લાખોની કમાણી જો ગામડાંઓ સુધારવા અર્થે, ખેડૂતો અને ગરીબ વર્ગોને રાહતરૂપે, તેમનાં બાળકોને ઉન્નત બનાવવા અર્થે અર્પણ થાય તો મારૂં જીવન ધન્ય સમજીશ. મારી માતાના ચરણમાં આ બધી મોહજાળરૂપ સંપત્તિ ધરી કહીશ, કે મને જેમ પાળ્યો, જે ઉપદેશે મને તાર્યો તેમ મા, તમે જગતની મા બની બાળકોનાં જીવન પણ ઉજ્વળ બનાવો. હિંદુસ્તાનને અનેક વીરોની જરૂર છે. નાનામોટા અનેક ઉદ્યોગોની જરૂર છે. મા, તારા હૈયાના અભિલાષો થોડાઘણા પૂરા પાડી શકાય તેમ હોય તો દયા કર અને આ

નજીની ભેટ સ્વીકાર. પોતાની ત્યાગવૃત્તિના પ્રબળ જોરે નથુ પોતાના સ્વદેશ જવા ઉપડી જાય છે અને ઘડી ઘડી યાદ કરે છે: "અમર રહો અંતરને અજવાળતી દિપોત્સવી દિ'વાળતી." નથુ ગામડાના ગંદવાડને દૂર કરતો, નાના મોટા અનેક ઉદ્યોગો કરી રહ્યો છે. અનેકને નવજીવન આપી રહ્યો છે. તેની માતા નવાંનવાં બાલગૃહો સ્થાપી બાળકોને સ્વાશ્રયી અને ઉદ્યમી બનાવી રહી છે.

એક નથુનાં જ્ઞાનચક્ષુ ઉઘડવા સાથે અનેકનાં જ્ઞાનચક્ષુઓ ઉઘડી રહ્યાં છે. અમે ઇચ્છીએ છીએ કે આવા સેવાભાવી દૈવી જીવો દિવાળીની અમર જ્યોત જલાવતા અમર બનો!



# "રમન્તે તત્ર દેવતા:"

જ્યાં સ્રીઓનું સન્માન થાય છે, ત્યાં દેવતાઓ રમે છે. મનુ મહારાજનું આ હિતવાકય હેતુપૂર્વક લખાયલું છે. મનુષ્ય જાતિમાં સ્રીનું સ્થાન અગ્રસ્થાને છે. સ્રી, જગત જનની અને જગતની આદ્ય શક્તિ મનાય છે. જગતની મહાન વિભૂતિઓ સ્રીના જ ખોળામાં રમેલી છે ને? અને તેથીજ "માતૃદેવો ભવ" એમ તેને પહેલું સ્થાન આપવામાં આવેલું છે." "નાસ્તિ માતૃસમો ગુરૂ:" એટલે ગુરૂ તરીકે પણ તેંજનુ અગ્રસ્થાન લેખાયેલું છે. કવિશ્રી નાનાલાલે સ્રીને બ્રહ્માંડમાં ભવ્યકુમીં, અને માનવ ગંગાની અખંડ ગંગોત્રી, આલેખી છે. કોઇએ તેને સ્વર્ગમાંથી ઉતરેલી સ્નેહ અને સૌજન્યની દેવી વર્ણવેલી છે. સ્રીનું આવું ઉચ્ચપદ કલ્પેલું છે છતાં એ કચડાતી દેખાય છે અને સ્રીઓનાં દુ:ખનો અને કફોડી સ્થિતિનો પોકાર થઈ રહ્યો છે.

જે યુગમાં મનુ ભગવાનનું આ મહાન વાકય લખાયું તે યુગમાં સ્રીપુરૂષ બન્ને વિદ્યા સંપાદન કરતાં અને બુદ્ધિ ખીલવતાં, એક આત્મારૂપે રહી એક બીજાના પૂરક અને પ્રેરક બનતાં; પરંતુ, આપણાં દેશ ઉપર અને આપણી સંસ્કૃતિ ઉપર આક્રમણ ઉપર આક્રમણ આવતાં ગયાં અને છેવટે આર્થિક અવદશા આવી અને વધતી ગઇ, ત્યારે એને પરિણામે સ્રી કેળવણીની પણ અવદશા આવી. કમાણીને માટે પુરૂષોને તો શિક્ષણ લેવુંજ પડયું પણ સ્રી મોટે ભાગે અભણ રહી. કેળવાએલા પુરૂષો અને તેમની બીન કેળવાએલી જીવનસાથીનીઓ વચ્ચે આ પ્રમાણે એક ભારે અંતર પડતું ગયું અને પુરૂષોને સ્રી પોતાથી નિર્બલ અને નીચા દરજ્જાની લાગવા માંડી, અને ત્યારથી સ્રીની અવનતીના મંડાણો શરૂ થયાં. પણ વખત જતાં કન્યા કેળવણીને ફરી અગત્યતા અપાવા માંડી અને દેશોના થોડા થોડા ભાગમાં નાના સરખા પ્રમાણમાં સ્રી શિક્ષણ શરૂ થયું.

ત્યારબાદ કેળવાએલી સ્રીઓને સમાજમાં પોતાનું સ્થાન નીચું હોય એમ લાગવા માંડયું, અને તેથી તેમણે, સ્રીઓને પણ સંસારમાં સમાનતાથી જીવવાનો હકક છે એ દાવો કરવા માંડયો, અને હંમેશાં થતું આવ્યું છે તેમ, જ્યારે બળવાનની સામે બળવો કરવામાં આવે છે,

ત્યારે કેવળ શક્તિમાનનોજ દોષ દર્શાવાય છે તેમ, સ્ત્રીઓએ પણ પોતાની અવદશાનો બધો દોષ પુરૂષો ઉપર મુકવા માંડયો છે, પછી ન્યાયની દ્રષ્ટિએ એ તદ્દન વ્યાજબી હોય કે નહિ.

જેમ સ્ત્રીઓએ પુરૂષોના જુલ્મો સહન કર્યાં છે તેમ પુરૂષો કહેશે કે અમે પણ સ્ત્રીઓની અજ્ઞાનતા અને સ્વભાવની અસમાનતાને લીધે ઘણુંએ સહન કર્યું છે. આ પ્રમાણે બન્ને પક્ષોએ એક બીજાનો દોષ કાઢવાથી કંઇ લાભ નથી, કારણ સ્ત્રીને પુરૂષ વગર અને પુરૂષને સ્ત્રી વગર ચાલી શકે તેમ નથી. એક રથનાં બન્ને પૈડાં, એક પક્ષીની બન્ને પાંખો. એક તૂટતાં બીજાથી આગળ જઇ શકાય નહિ. આગળ વધવું હોય તો માર્ગ પણ સરલ કરવો જોઇએ, ઉચ્ચ નીચના ભેદ તજી બન્ને વચ્ચે સામ્ય અને એકતા કેળવવી જોઇએ, પોતપોતાના કાર્ય ક્ષેત્રમાં બન્ને ઉચ્ચજ છે. જેનું જે કાર્ય તે તેને ઉંચુંજ છે. આમ ન લેખાય તો સમાજ પાંગળો બની જાય અને ગેરવ્યવસ્થા પ્રવર્તે. સ્ત્રી પુરૂષો એક બીજાથી અસંતોષ પામવાથી નહિ, પરંતુ પરસ્પર અનુકૂળ રહી એક બીજા તરફ માન અને પ્રેમની ભાવના કેળવવાથી, ઉન્નતિનો સંભવ છે.

"**न स्त्री स्वातंत्र्य मर्हति**" એ પણ મનુ ભગવાનેજ લખ્યું છે, તો જેણે નારીની પૂજા કરવા આજ્ઞા કરી છે તે તેને પરતંત્ર અને દબાયેલી રાખવાનું કહે એ અસંભવિત છે. આ વાકયનો અર્થ એ છે કે સ્ત્રીને પોતાના ભરણપોષણની ચિંતા પુરૂષે કોઇ અવસ્થામાં પણ થવા દેવી નહિ. આપણે જોઇએ છીએ કે ઘણીવાર રક્ષણ વિહોણી વનિતાઓ ભોળવાઈ કુટુંબ સુખથી વંચિત થઈ છે અને પોતાના સંસારને વેરાન બનાવી દે છે. આવી દુ:ખદ સ્થિતિમાંથી સ્ત્રીઓને બચાવવા માટેની આ પાળ છે. જેમ પુરૂષોને પોતાનું તેમ પોતાનાં કુટુંબનું ભરણપોષણ કરવા માટે ભારે મહેનત અને ઘણીવાર તો સ્વમાનનો ભોગ આપી ગુલામગીરી ઉઠાવવી પડે છે, તેમ સ્ત્રીઓને પણ ન કરવું પડે એ ઉદ્દેશથી આ વાકય લખાયું છે, નહિ કે સ્ત્રીઓને કચડી નાંખવા માટે પુરૂષોને મનુ ભગવાનનો પરવાનો છે.

સ્ત્રી ગુલામ છે, સ્ત્રી હલકી છે, સ્ત્રી અજ્ઞાન છે આવી વાતો કરવી પુરૂષોને શોભાસ્પદ નથી; તેમજ પુરૂષો નિર્દય છે, આપખુદ છે અને

સ્ત્રીના સર્વ દુઃખનું કારણ છે એ કહેવું સ્ત્રીઓને ઉચિત નથી. "સૃષ્ટિ ફૂલવાડી કુસુમો નરનારી" એક બીજાના સુખદુઃખ ભાગી, બન્ને સુવાસથી ભરેલાં છે. આસપાસ રહેલા કાંટા કાઢી નાંખી સુગંધ પ્રસરાવી શકે છે. કોઈ દાસ કે દાસી નથી. બન્ને એક બીજા ઉપર આધાર રાખતાં, એક બીજા સિવાય ન રહી શકે એવા પ્રાણી છે અને બન્નેના ઐકયથીજ સૃષ્ટિ ચાલી શકે છે.

કેટલેક ઠેકાણે આપણા સમાજમાં સ્ત્રી પુરૂષો યૂરોપ અને બીજા દેશોની વાતો કરી કરીને પોતાની જાતને દુઃખમાં ડુબેલી માને છે. પણ તેવા પરદેશી સ્ત્રીપુરૂષોના સંસારમાં પણ ઉપરથી દેખાય છે તેવું બધું ઉજળું નથી. જો ત્યાં કેવળ સુખજ હોત તો છૂટા છેડાની જરૂરિયાત એમના સમાજમાં કેમ ઉદ્ભવે? પસંદગીના લગ્નો અને ઇચ્છીત સ્વતંત્રતા મળવાં છતાં દંપતીને વાત વાતમાં છૂટા છેડા કરતાં સાંભળીએ છીએ, શું એ નથી બતાવતું કે ત્યાં પણ અસહિષ્ણુતા અને અસંતોષ છે? મનુષ્ય સ્વભાવ તો બધે જ સરખો છે એટલે કેવલ પશ્ચિમની સંસ્કૃતિની નકલ કરવાથી પણ સુખ થવાનું નથી. સુખ તો સ્ત્રીપુરૂષ પોતાના ગુણોથી મેળવી શકે છે. જ્યાં એક બીજા તરફ માન દૃઢ છે, લગ્ન વખતના લીધેલ અને દીધેલ વચનો પાળવાની શક્તિ છે, વિશુદ્ધ પ્રેમ છે અને ઐકય ભાવના છે, અને જ્યાં સંતોષવૃત્તિ છે ત્યાં, તે ઘરમાં, દુઃખ પ્રવેશી શકતું નથી.

આપણે આપણા દેશની સંસ્કૃતિનું અભિમાન રાખવું એ આપણા હાથમાં છે. જે મહાન પુરૂષો થઇ ગયા, હાલ છે, અને હવે પછી થશે તે સ્ત્રીપુરૂષોના ઉંચ સંસ્કારો વડેજ, અને સ્ત્રીઓના સારા સંસ્કારો પર તો મોટો આધાર છે. જે દેશની ઓજસભરી મહિલાઓથી હિંદના દાદા, દાદાભાઇ, પૂણ્યશ્લોક લોકમાન્ય તિલક, વિદ્યાપ્રિય ગોખલે, ધર્મપ્રિય મહર્ષી દયાનંદ, જગવિખ્યાત કવિવર રવીન્દ્રનાથ ટાગોર તથા જગતવંદ્ય અને સત્યપ્રિય મહાત્મા ગાંધીજી જેવા મહાપુરૂષો જગતને આંગણે ઉતર્યાં છે અને એ મહાનુભાવોની જયંતિઓ ઉજવી આપણે એમના કાર્યોને અને ગુણોને હંમેશાં સજીવ રાખવા પ્રયત્ન કરીએ છીએ એજ આપણા દેશને બીજા દેશોના રીવાજો ને કાયદાઓ કે જે તે દેશોમાં પણ સુખદાઇ નિવડયા છે કે કેમ તેની શંકા છે, તે ઉતાવળથી સ્વીકારવાની ભાગ્યેજ

જરૂર હોય. પરંતુ સ્ત્રીઓની આર્થિક પરાધીનતા દૂર કરવા માટે તેઓને અમુક રીતનો ચોખ્ખો વારસાહક મળે તે પેરવી તો થવીજ જોઇએ.

આપણે આપણા દેશના દાંપત્યજીવનને વધુ સુખી અને સરલ બનાવવું હોય તો આપણને મનુ મહારાજના "યત્ર નાર્યસ્તુ પૂજ્યન્તે રમન્તે તત્ર દેવતા:" એ સૂત્રને કાર્યમાં મૂકવું જોઇએ. આ ભાવનાને વર્તનમાં ઉતારવાથી જ ખરેખર આપણા દેશમાં ને ઘરમાં દેવતાઓ રમશે. સ્ત્રીપુરૂષો પોતાનું માનસ કેળવે, પવિત્ર બને, બુદ્ધિનો વિકાસ કરે, હૃદયથી ઉદાર અને ક્ષમાશીલ બને, તેમ થવાથી જરૂર ભારતવર્ષમાં દેવતાઓ અવતરશે. મનુષ્ય પોતાનું ભાગ્ય પોતાને હાથેજ ઘડે છે. આપણું સુભાગ્ય ઘડવું આપણાંજ હાથમાં છે. દેવ બનવું કે દાનવ બનવું તે પણ આપણા હાથનીજ વાત છે. સંસારના સુખદુ:ખનો આધાર આપણાં વર્તન ઉપર જ રહે છે. આપણી સંકુચિતવૃત્તિ અને દોષોજ જોવાની દ્રષ્ટિ દુર થશે, અને એક બીજાના ગુણો શોધતાં શીખીશું અને તેને પ્રેમની દ્રષ્ટિથી વધાવીશું, અને બાહ્ય આડંબર કરતાં અંતરની વિશાળતા વધારશું ત્યારે ખરેખર દેવતાઓજ આનંદ કરવા ઉતરશે.

સૃષ્ટિનો પાયો વિશુદ્ધ પ્રેમ ઉપર રચાએલો છે. સમગ્ર સંસાર પ્રેમ વડેજ નભી શકે છે. જ્યાં પ્રેમ હોય ત્યાં મારા–તારાની, કે ઉંચ–નીચની ભાવના રહેતી નથી અને એ પ્રેમને સત્યપંથે વાળવો એ આપણા હાથમાં છે. પ્રેમ એ મનુષ્યના જીવનનું અમૃત છે. સ્ત્રીપુરૂષો વચ્ચે એવો સાચ્ચો પ્રેમ હશે તો મહાન આત્માઓ આ પૃથ્વી ઉપર રમણ કરશે, અને જ્યાં સ્ત્રીઓનાં સન્માન હશે ત્યાં સુખની સરિતા વહેશે.



# નાસ્તિ માતૃ સમો ગુરૂ

જગત ભરમાં અણુમોલ રત્નો સ્ત્રી શક્તિ આપે છે, જેને શક્તિ જેવી શક્તિશાળી માની માતૃદેવો ભવ તરીકે પૂજા કરવામાં આવે છે. "જે હાથ ઝુલાવે પારણું તે જગત પર શાસન કરે". એ જગત પર રાજ કરનાર રમણીઓની હાલત ઘણે સ્થળે અતિ દુઃખદ હોય એમ સંભળાયા કરે છે. આના ઉપાયો જેમ જેમ વધારે લેવાતા જાય છે તેમ તેમ વિશેષ ને વિશેષ તેમનાં અશાંત જીવનના ઉંડા નિશ્વાસો બહાર સંભળાતા જાય છે. આનાં ખાસ કારણો અસંતોષની આગ હશે કે સમાન હક્કનાં સંતાપો હશે.? પતિ પત્ની વચ્ચે પૈસા માટેનાં ઝગડાઓ હશે કે કપડાં દાગીનાનાં મોહનો દાવાનળ સળગતો હશે! આમાં કંઇ સમજ નથી પડતી કે કજિયાનું મૂળ કારણ શું હશે! માનવ ફરજ ભૂલે છે ત્યારે કંકાસ તેનું ગળું પકડે છે એમ નથી લાગતું!

જ્યારે એક વખત એવો યુગ હતો કે કેવળ પુરૂષોજ ભણેલા હતા અને સ્ત્રીઓ અજ્ઞાન હતી. તે વખતે કદાચ કોઇ પુરૂષને સ્ત્રી સાથે અણુબનાવ રહેતો. તો પણ વડીલો તેને તેની સ્ત્રી સાથે પ્રેમથી અને માનથી વર્તવાની ફરજ પાડતા. તે પુરૂષ માતપિતાની આજ્ઞાને માન આપી અણગમતી સ્ત્રી ને ફરજ તરીકે માન આપતો, તેનું સ્વમાન જાળવતો, અને હંમેશાંના સહવાસથી તે ભૂલી જતો કે એ તેની અણગમતી સ્ત્રી સાથે પ્રેમ કરી રહયો છે. આવી રીતે ઘણાયે સંસાર સ્વર્ગમય બનતા અને તેનો યશ વડીલોને ફાળે જતો. પણ આજે એ જમાનો બદલાઇ ગયો છે.

હવે તો બાલક અને બાલિકાનાં ભણતર સરખાં થઇ ગયાં છે. બુદ્ધિવાદ અને તર્કવાદ ના સામ્રાજ્યનો જમાનો ચાલે છે. અહીં અસલના માનવતાના પૂજારીઓ નું હવે ચાલે તેમ નથી. તેમની માનમર્યાદાનું પણ સ્થાન હવે રહ્યું નથી, કારણ કે વાત્સલ્ય પ્રેમ પાસે હવે શાસન ચલાવતી શક્તિ રહી નથી.

આજનાં બાલકો પોતાની પુખ્ત ઉંમરે પહોંચી સમાન વય પ્રમાણે સંબંધ બાંધતાં થયાં છે. પણ એ સંબંધમાં સમાન હક્કની અથડામણો

અને સંકડામણો તેમને મુંઝવી નાખે છે. તેને અંગે થતી ભાંજગડ સાથીદારોને છુટા પાડી નાખે છે. આજે તેમના વડીલવર્ગ તેમની ઉપર સત્તા નથી ચલાવી શકતા, કે બાળકોમાં આવેલ આવેશને શાંત નથી પાડી શકતા કે તેમને સમજાવી નથી શકતા કારણ કે જમાનાના જંગ તેમની સામે ઝઝુમે છે. ભારેલા અગ્નિને ઉઘાડો કરતાં તેની જ્વાળા પાસે કોઇ જઈ શકતું નથી. નદીમાં આવેલ ઘોડાપુર સામે મહાનમાં મહાન તારૂઓ પણ તરી શકતા નથી. તેમ આજના જમાનાના ચાલેલ જંગમાં માતાપિતા કે વડીલ ઝઝુમી શકતા નથી. ત્યારે સંભારે છે જુના શાસન કરતાં વડીલો અને તેની વાડને બંધાયેલી પાળ, એ પાળની ઓથે રક્ષાતી લક્ષ્મી અને સુખી થતો સંસાર. એ બધાં મીઠાં સોણલાં સીનેમાની ફિલ્મોની જેમ ફરતાં ફરતાં પાછાં આવશે ત્યાં સુધીમાં તો કંઇક નવાજુની થઇ ગઇ હશે. મોટા લડયા કરે છે તો પછી નાના શા માટે ન લડે? આ જમાનોજ લડવાનો છે. આ દશકો લડાઇનો ચાલતો હોય તેમ લાગે છે. જયાં જુઓ ત્યાં લડાઈજ લડાઈ.

અહીં નાનપણમાં વાંચેલ એક પાઠ યાદ આવે છે. બે બિલાડીઓ રોટલા માટે ખૂબ લડી અને આખરે ન્યાયાધિશ તરીકે બેઠેલ એક વાંદરા પાસે ગઇ. વાંદરાએ ન્યાય ચુકવવાની કબુલાત કરી અને ધીરે ધીરે તેના આખા રોટલાના બે ભાગ કર્યા અને તેને ન્યાયની રીતે ત્રાજવામાં મૂકી જોખતો ગયો. જે બાજુ વધારે ભાગ લાગે તે પોતે ખાઈ જાય. એમ કરતાં કરતાં આખો રોટલો ખાઇ ગયો અને બંન્ને બિલાડીઓ મોઢું વિકાસી બેસી રહી. તેઓ રોટલો ખાધા વગર ભૂખી રહી અને રડતી રડતી ઘેર ગઇ. તે બંન્નેએ જોયું કે લડવાથી હાથમાં આવેલો ખોરાક ચાલ્યો ગયો છે. તેના કરતાં થોડો રોટલો પણ ખાધો હોત તો સારૂં થાત. આથી બંન્નેએ નિશ્ચય કર્યો કે લડવું નહિ, અને ત્રીજાને વચમાં નાખવો નહિ.

આપણાં સ્ત્રી પુરૂષોને પણ આવા કડવા અનુભવોની ખાસ જરૂર છે. કડવો અનુભવ થાય તો લડવાનું ભૂલી જાય.

જ્યારે હાથીઓ લડે ત્યારે ઘણુંએ ઝાડો વગર વાંકે કચડાય જાય છે. તેમ મોટાઓ લડે ત્યારે નિર્દોષ બાળકો માર્યાં જાય છે. એ આપણી

દુ:ખદ સ્થિતિ હવે ક્યારે સુધરશે! આપણે આપણાં સુખ માટે નહિં પણ બાળકોનાં સુખ માટે સંપીલા થવું જોઇએ.

આપણાં જવાહીર સમા બાળકોને સાચવો, સંભાળો, તેને અણુમોલ રત્નરૂપ માનો. એ પારસ મણી આપણાં નકામાં પડેલ લોઢાનું સોનું બનાવશે. એ અણુમોલ મણી આપણાં અંધારા પ્રદેશમાં પ્રકાશ પાડશે.

બાળકો એ જગતભરની ઉજળી આશાનાં અમર ફળ છે. સૌ કોઈ એ જાણે છે, સમજે છે. પણ થોડાઓજ એ આશાકળીમાં અમૃતવારિ સીંચે છે. ભાગ્યેજ ગણ્યા ગાંઠ્યા મા બાપો પોતાનાં બાળકોની સંભાળ રાખે છે, તેમની રીતભાત પર દેખરેખ રાખે છે. સવારનાં ઉઠી બાળકોએ મોઢું સાફ કર્યું છે કે નહિ, એ પણ જોવાની જ્યાં ફુરસદ નથી ત્યાં બાળકોએ આખા દિવસમાં શું કાર્ય કર્યું, ક્યાં રમ્યા, શું ભણ્યા, બાળકોનાં મિત્ર કોણ છે, મિત્રોમાં કે સગા સંબધીઓમાં તેની રીતભાત કેવી છે, તે જોવાની મહેનત બહુજ થોડા મા બાપો લેતા હશે. બાળકો એ અણુમોલું ધન છે. પણ એ ધનની જો બરાબર સાચવણુ ન રખાય તો તે આપણાં હાથમાંથી જતું રહે છે, બીજાને ઉપયોગી બને છે. બાળકોનાં જીવનનું ખરૂં ઘડતર માતા ઘડે છે. નાના બાળકોમાં એટલી બધી તીવ્ર બુદ્ધિ હોય છે કે ઘરમાં જેવી રીત તેઓ જુએ છે તે જલદીથી તેમનાં મગજમાં ઉતરી જાય છે. બાળકો દેખાવમાં નાના લાગે છે પણ તેમની બુદ્ધિ વૃદ્ધ માણસ કરતાં પણ વધારે સમજદાર હોય છે. તે નિર્દોષ અને પાપ વગરનાં રાગ દ્વેષ વગરનાં હોય છે. તેથી આપણે તેને નાદાન કે અજ્ઞાનનું સંબોધન આપીએ છીએ પણ ખરી રીતે બાળકોને મહાન ગણવા જોઇએ. ઘણીએ વાર બાળકો આપણી ભૂલ સુધારે છે અને તે જોઈ આપણને અજાયબી થાય છે. કોઈ મા બાપ ને બાળકો પોતાની ભૂલ સુધારતા જોઈ ચીડ ચડે છે અને તેને ઠપકો આપી આગળ વધતા અટકાવી દે છે. કોઈ કોઈ તો તમાચા મારી બેસે છે. અને વળી કોઈ શૂરવીર તો લાકડી વડે બાળકોને મારે છે અને વાઘ કે સિંહને હંફાવ્યા હોય એવો ગર્વ ધારણ કરે છે.

આપણે બાળકોની આપણા બાગના કે વાડીના ફળફુલ કરતાં પણ ઓછી સંભાળ રાખીએ છીએ. આપણા બાગ માટે તો આપણે માળી

રાખીએ છીએ, બાગની શોભા વધારવા માટે અનેક પ્રકારના રંગબેરંગી ફૂલ અને ફળોના વૃક્ષો રોપીએ છીએ, તેમને માટે પૂરતાં ખાતર માટીની વ્યવસ્થા કરીને તેની ડાળીઓ આડી અવળી હોય તો કાપીને સરખી શોભીતી કરીએ છીએ, ફળફૂલોને મોટાં, મીઠાં, અને સુગંધીવાળા બનાવવા માટે પુષ્કળ મહેનત લેઇએ છીએ પણ આપણા ભાવિ ભાગ્યવિધાતાઓ માટે જો આટલી મહેનત લેવાતી હોય તો આજ ઘેર ઘેર સુખના સૂરજ ઉગ્યા હોત. પણ એ માતપિતાના સ્નેહવારિ તેમને ભાગ્યે પીવાતું નથી. આ આપણા સમાજની વ્યવસ્થા! "વાવીએ તેવું લણીએ" એ હિસાબે આપણો સરવાળો કયાં પહોંચેછે?

આપણાં બાળકો કે જેની ઉપર દેશની આબાદીનો સવાલ ઉભો છે, જે આવતી કાલના નાગરિકો છે તેને એક સામાન્ય અલ્પ મનુષ્યો તરીકે આપણી બેદરકારીથી નિર્બળ કે બુદ્ધિહીન રાખીએ. એ ખરેખર મહાન પાપ છે એમ નથી લાગતું?

માતાજ બાળકોના ખરેખર ગુરૂ લેખાય છે. "मातृदेवोभव" અનુસાર માતાજ પૂજાય છે. બાળકોની પહેલી શાળા માતા છે અને તેની દ્વારાજ તે શિક્ષણ મેળવી શકે છે. તેના બુદ્ધિ વિકાસનો મૂળ પાયો માતાજ નાંખે છે. પિતાનો પણ તેમાં મોટો સહકાર જોઇએ, કાળજી જોઇએ, પ્રેમ જોઇએ, અને જરૂર પૂરતી બીક પણ જોઇએ.

હવેના યુગમાં જૂની જૂની રૂઢિઓથી બાળકોને ઉછેરવા નથી ગમતા. તેમને એ રિવાજો આકરાં લાગે છે. પણ પશ્ચિમની પાંખે ઊડવું હોય તો ત્યાં પણ જીવનની જરૂરિયાતોને પોષનાર રિવાજો માલૂમ પડશે. ત્યાં બાળકોને અને મોટાઓને પણ વ્હેલાં ઊઠવાનું હોય છે. "ગોડ ઈઝ ગ્રેઇટ" ઇશ્વર મહાન છે એ ભાવના બાળકોમાં મૂકવામાં આવે છે. ઊઠતી વખતે અને સૂતી વખતે પ્રાર્થના કરાવવામાં આવે છે. માતાપિતા બાળકો સાથે રમે છે જુદી જુદી રમતો તેમને શિખડાવે છે, તેમને સવારસાંજ બન્ને વખતે સાથે ફરવા લઈ જાય છે, તેમને કસરત કરાવે છે, ડાન્સ શિખવે છે, સંગીત શિખવે છે, વાંચતાં લખતાં અને ચિત્રો પાડતાં શિખવે છે, જરૂર પૂરતું ઘરકામ કે બાગમાં ફળફૂલ વાવવાનું કામ પણ શીખવે છે. છોકરીઓને ભરત, ગુંથણ, સીવણ,

અને ઘર ઉપયોગી દરેક ચીજ શીખવવામાં આવે છે. બાળકોને નમ્ર, ઉદ્યોગી, મિત્રભાવી અને કાર્યમાં વ્યવસ્થાવાળા અને દરેક સુઘડતાવાળા બનાવે છે. આ બધું જોતાં, આપણી અસલની બાળવિકાસની રીતોજ તેમાં દેખાય છે.

આપણા દેશમાં અસલના વખતમાં માતાપિતા પોતાના બાળકોને જ્યાં જાય ત્યાં સાથે લઈ જતાં, જેથી બાળકોએ કેમ બોલવું, તેની આવડત આવતી, ગમ ખાવાની કળા અને મધુરવાણી તેઓ ન્હાનપણથી શીખી જતા.

વ્હેલા ઊઠવાની ટેવ બાળકોને ફરજીયાત પાડવામાં આવતી. બન્ને વખત પ્રાર્થના અને પ્રભુ કૃપાનો મહિમા તેમને સમજાવવામાં આવતો. સંતોષના પાઠ તેમને વારંવાર શીખવવામાં આવતા, ઈર્ષ્યા અને ચાડી ખાવાની ટેવ જલ્દીથી છોડાવતા, સત્ય અને ટેકના પાઠ બાલ વાર્તા દ્વારા તેમના અંતરના ઊંડાણમાં ઉતારતાં, અકબર અને બિરબલની વાતો કહી હાસ્યરસ સાથે બુદ્ધિવિકાસ અને હાજર જવાબીપણું શીખવતા, પંચતંત્રોની વાતોથી માણસને ઓળખવાની સમજ પાડતા, અને ભીમભાઈની વીરત્વભરી વાતોથી કે વીરવિક્રમના પરાક્રમોની પરાકાષ્ટાઓ કહી બાળકોને ધીર, વીર અને કાર્યદક્ષ બનાવતા. કર્ણની વાર્તાદ્વારા ઉદાર બનાવતા, અને એ રીતે બાળકોના જીવન ઉન્નત બનાવતા. દુઃખના સમયમાં શાંતિ અને આનંદ ભોગવવાના આદર્શો તેમનામાં પૂરતા.

માતાઓ બાળકને ઘોડીયામાંથી રામકૃષ્ણના જીવનચરિત્ર મીઠા સરોદે સંભળાવતી. તેના ઉમદા ચિત્રોના ગુણ તેની રગેરગમાં ભરતી. બાળકો જરા મ્હોટાં થતાં તો ગામના પંડિત ચોરે અને ચૌટે આપણા ભૂતકાલના મહાન પુરૂષોનાં ગૌરવભર્યાં જીવનની અમર કહાણીઓ કહી તેમને ગૌરવવાળા બનાવતા.

કર્તવ્યના સૂત્રોએ બાળકો નાનપણથીજ બંધાઈ જતાં તેમનાં જીવન દેશના રક્ષણ માટે ઘડાતાં, દેશની આબાદી માટે લેખાતાં અને બાળકોને દેશ માટે પ્રાણ આપવા એ રમત જેવું લાગતું. તે યુગમાં બાળકો માટે અખાડાની યોજના થતી, જેથી બાળકો સશક્ત અને બહાદુર બને, તેમને તીરકામઠાં અને તરવારો કેમ વપરાય તે શીખવવામાં આવતું અને

મહાન ગુરૂઓ દ્વારા તેમનામાં દૈવી શક્તિઓ અને મંત્રબળવાળી યુદ્ધ વિદ્યા શીખવવામાં આવતી. હવે એવા ગુરૂઓ અને માતા પિતા ભાગ્યેજ દેખાય છે. તે વખતની શાળાઓની શિક્ષણ પદ્ધતિમાં વફાદારી, રાજ્યભક્તિ અને વડીલ પ્રત્યેના પૂજ્યભાવ પર લક્ષ અપાતું. બાળક અને વડીલ બન્ને ફરજ અને કર્તવ્યની દીવાદાંડીના નિશાને જીવનનાવ ચલાવતા અને એમના જીવનપંથ પ્રકાશવાળા રાખતા.

આજે આપણું જીવન કઈ દિશામાં ઢસડાઇ રહ્યું છે તેનો જો આપણે વિચાર કરીએ તો જણાશે કે આપણે કયે માર્ગે જઇ રહ્યા છીએ તે જાણતા નથી. ખરી રીતે તો આપણે આપણા જીવનપંથનો માર્ગ જાણવો જોઇએ અને કયા માર્ગે જવું છે તે ચોક્કસ કરવું જોઇએ.

મહાન સમુદ્રને પણ મર્યાદાની પાળ બાંધવામાં આવે છે તો, આપણે તેની આસપાસ આનંદથી ફરી શકીએ છીએ, તેની તાજગી ભરી હવા લઈ શકીએ છીએ. સમુદ્ર મહાન છે છતાં મોજાંઓને તે મર્યાદામાં રાખે છે. એ ધારે તો આપણને ડૂબાડી તેનાં ઉંડાં પાતાળમાં પહોંચાડી શકે છે પણ તે તેમ નથી કરી શકતો કારણ કે તે કુદરતના કાયદાથી બંધાએલ છે. આપણે પણ આપણા સુખદ જીવનની ભાવિ મર્યાદાની પાળ બાંધવી જોઇએ.

આપણી સમક્ષ ભાવિ જીવન ઘડવાનું વિશાળ કાર્યક્ષેત્ર પડયું છે. મંગળનામ ધારી મંગળમય માનુનીઓ તેની ભાગ્ય વિધાત્રીઓ છે. હવે તો અભણતાના અંધકારો દૂર થતાં જાય છે, સુખનો સૂર્ય ઉદય થવાની તૈયારીમાં છે, ઉજળું ભાવિ આપણી સમક્ષ પડયું છે. તેને વધાવી કુમકુમના તિલકે તેને યશવાળું બનાવી, ભારતને ભવ્ય પ્રકાશમાં લાવનાર આપણી દીપિકાઓની અંતર જ્યોત પૂર્ણ પ્રકાશવાળી બને, અને માતા જેવો બીજો ગુરૂ નથી એ બિરૂદને વિજયવંત કરે અને બાળકોના ભાવિ ભાગ્યોદયને ભાગ્યવંત બનાવે એજ પ્રભુ પ્રાર્થના.



# વિજય વાંછના

નવરાત્રીનાં શક્તિરૂપે પૂજન થયાં. નવું ચેતન, નવું બળ બુદ્ધિ અને જગતભરમાં શાંતિ સ્થપાય એવી પ્રાર્થનાઓ થઇ. કોઇએ સ્વતંત્રતાનો વિજય ઇચ્છયો. કોઇએ ભારત વર્ષનો વિજય ઇચ્છયો, પોત પોતાના કાર્યનો વિજય ઇચ્છયો. એમ સર્વ સ્થળે વિજય, વિજય, વિજયની ધૂન મચેલી દેખાઇ. આપણે કેવી જાતનો વિજય મેળવ્યો તે કહી શકશું?

આપણે કુદરતના ખોળે બેઠેલા માનવો છીએ. મનુષ્ય પ્રયત્ન પ્રભુની કૃપા સિવાય ફળીભૂત નથી થતા. અત્યારે કાળચક્ર ચારે દિશાઓમાં ફરી વળ્યું છે. ધરતી ભોગ માગી રહી છે. મનુષ્ય સંહાર અને દુઃખના પોકારો અસહ્ય થઇ પડ્યા છે. ભીષણ ભૂખમરો ચાલી રહ્યો છે. જે ભારતવર્ષમાં ભાગ્યેજ ભિક્ષુક મળતો, જ્યાં અતિથિ સત્કારાર્થે વ્રત નિયમો લેવાતા, અતિથિ ન આવતાં આઠ આઠ દિવસોનાં કે તેથી પણ વધારે અપવાસો થતા, અને તેમને માટે પ્રાણ અર્પણ પણ થતાં, તે આપણો ભારતવર્ષ આજ કઇ અધોગતિએ પહોંચ્યો છે તે આપણે જોઇ શકીએ છીએ અને અંતરમાં ગ્લાનિ અનુભવીએ છીએ.

જે ન્યાય, નીતિ અને ધર્મનાં બંધને ભિક્ષુક પણ ખોટી ભિક્ષા માગતો નહોતો તે દેશમાં આજનો પંથ ભૂલેલા માનવીઓ અનેક રીતે રસ્તા ભૂલેલ છે. ભિખારીઓ ખોટી રીતે ભીખ માંગતા શીખ્યા, પૈસા જમાવતાં શીખ્યા, માણસોનાં અંગ અપંગ કરતા શીખ્યા, તેને રસ્તે રસ્તે ફેરવી લોકો પાસેથી ખોટી ભીખ માગી પાંચ પચીશ હજારની રકમો ભેગી કરતા શીખ્યા ત્યારે તેમને નસીએ ઠેર ઠેર પોસ્ટરો ચોટાડયા કે ભીખારીને પૈસા આપો મા, તેમનો વધારો કરો મા. આ પોસ્ટરોમાં આપણે તેમનાં નાનાં બચ્ચાંઓ અને તેમનાં કુટુમ્બીઓને જોઇ શકીએ છીએ. આમાં ખરો દુઃખી ખરેખર માર્યો જાય છે. તેની દાદ કોઇ સાંભળી નથી શકતું. તેને ખરી સહાય કોઇ આપી નથી શકતું. આ પાપ માનવોનેજ ભોગવવાનું રહે છે ને?

જો બધાજ માનવો એક સંપ કરે, એમની બંધાયલી ધર્મરૂપી પાળને ખોટી રીતોથી નાશ ન કરે તો આપણો પ્રાચીન સુખી ભારત

આપણી નજર સામે પાછો સજીવ થાય. પણ આપણાથી તે બની શકતું નથી. આપણે કાળચક્રની ચક્કીમાં વિશેષ ને વિશેષ ઉંડા ઉતરતા જઇએ છીએ. આપણો નાશ આપણે હાથે નોતરીએ છીએ.

થોડા વખત પહેલાં એકલા બંગાળમાંજ ભૂખે મરતા માનવોની સંખ્યાબંધ ગણત્રીઓ આવવા લાગી હતી. તે જોઇ આપણું દીલ દુભાતું, હૃદય કકળી ઉઠતું, અંતરમાં દાહ થતો. આજ એ કાળચક્ર પરિભ્રમણ કરતું હોય તેમ બીજી દિશાઓમાં પણ જઇ રહ્યું છે. આજે તો ઘણાએ સ્થળોએ મૃત્યુના ભયંકર પોકારો સંભળાઇ રહ્યા છે. જગતભરમાં જાણે વિશ્વાનલ પ્રગટયો હોય એવો ઘડીભર ભાસ થઈ આવે છે. સંખ્યાબંધ માણસો અન્ન વગર ભૂખે મરે છે. ક્યાંક રોગચાળો ફાટી નિકળે છે અને મોટી સંખ્યામાં માણસો મૃત્યુનાં મુખમાં જઈ પડે છે. ક્યાંક ટ્રેનની હોનારત તેમનાં ભોગ લે છે. ક્યાંક અતિ વરસાદ અને રેલ તેમને મૃત્યુનાં મુખમાં ખેંચી જાય છે. ક્યાંક સ્ટીમરો ડૂબવાથી સ્વજનોને ભેટયા વગર કાળની આજ્ઞાને આધિન બને છે અને વળી લડાઇમાં તો લાખોનો સંહાર અંકાયો છે. આ તો જાણે સંહાર માટે જ્વાળામુખીનો લાવા ચારે દિશામાં વહી રહ્યો હોય એમ દેખાય છે.

ભૂખમરાથી થતા માનવ મૃત્યુઓની સંખ્યા અગણિત છે. કોઇ કોઇ લોકો કહે છે કે આ ભૂખમરો કુદરતી ન્હોતો. ક્યાંય દુષ્કાળ પડેલ સાંભળ્યો નથી. આ તો માનવોએ હાથે કરીને માનવોનો સંહાર ઉભો કર્યો છે. અરે? જો એ ખરૂં હોય તો આ દૈવી હૃદય વિદારક ભયંકરતા આ શું? મનુષ્યોએ મોકલેલ મૃત્યુના ઘંટો તેમનાં માટે વાગી રહ્યા છે. હે દેવ? આ ક્રુરતામાંથી તાર અને બચાવ.

અહિં એક વાત યાદ આવે છે કે કંસને માથે જ્યારે કાળચક્ર ફરતું હતું, અને તેને ચેતાવવાને જ્યારે દૈવીવાણી થઈ કે દેવકીનો આઠમો પુત્ર તારો નાશ કરશે, ત્યારે તે પ્રભુભક્તિ કરવાને બદલે પોતાનું મૃત્યુ સુધારવાને બદલે પોતાનાં બચાવ માટેના પ્રયત્નો કરવા લાગ્યો. જેમ ચીકણાં કાદવમાં પડેલ માણુસ બહાર નિકળવાનાં ફાંફાં મારે છે, બહાર નિકળવાનો પ્રયત્ન કરે છે તેમ તેમ વિશેષ અંદર ઉતરતો જાય છે તેમ કંસને પણ થવા લાગ્યું. તેણે દેવકીના સાત પુત્રોનો અને આઠમી કન્યાનો વધ કર્યો અને એટલેથી ન ધરાયો તેથી ગોકુળમાં અને

તેની આસપાસનાં ગામોમાં જેટલા બાળકો જનમ્યા હતા, જેઓ ફક્ત એકજ માસનાં હતા તે બધાનો જુદી જુદી યુક્તિથી વધ કરાવ્યો, પણ તેનો કાળધારી તેના હાથમાં ન આવ્યો અને અંતે તે કાળચક્રને રોકી ન શકયો.

આજ પૃથ્વી પર કઇ જાતનું કાળચક્ર ફરી વળ્યું છે તે સમજી નથી શકાતું. દુર્યોધને માત્ર પાંચ ગામો નહિ આપીને કુરૂક્ષેત્રનું યુદ્ધ ઉભું કર્યું. સ્વાર્થમાં અંધતાની પણ હદ કયાં હોય છે! એણે જાણ્યુ કે પાંચ પાંડવોનું કુળ ચપટીમાં ચોળાય જાય એવું છે તો મારે થોડી પૃથ્વી આપી તેમને શા માટે સુખી કરવા! યુદ્ધમાં ઉતારીશ તો એક દિવસ પણ મારી સાથે તેઓ લડાઇમાં ટકી શકશે નહિ અને એ રીતે સ્હેલાઇથી એ કાંટો દૂર થશે. એણે ધાર્યું નહોતું કે તે પોતેજ મૃત્યુનાં મુખમાં જઇ રહ્યો છે.

લડાઈ શરૂ થઈ. અર્જુનને થયું કે ફક્ત રાજ્યનાં લોભે મારે ગુરૂઓને વડિલોને અને સ્વજનોને શા માટે મારવા? અર્જુને કહ્યું કે મારાથી એ બની શકે તેમ નથી. તેણે હથીયાર હેઠે મુકયા અને કૃષ્ણને કહ્યું કે મારે લડવું નથી. આ સ્વજનોનો સંહાર કરી મારે રાજ્ય નથી લેવું. સ્વજનોનાં લોહીથી ખરડાએલા રાજ્યને લેવા કરતાં હું ભીખ માગી પેટ ભરવાનું વધારે પસંદ કરૂં છું. શ્રીકૃષ્ણે તેને સમજાવ્યો અને જે વિરાટ સ્વરૂપનાં દર્શન કરાવ્યા, તે કાળસ્વરૂપનાં દર્શન આપણે પણ જાણ્યે અજાણ્યે આજ કરી રહ્યા છીએ. ગીતામાં ભગવાને કહ્યું છે કે "લોકોની જ્યારે બહુ વૃદ્ધિ થાય છે ત્યારે હું કાળરૂપે તેમનો સંહાર કરૂં છું" એ વાકય ઘડીએ ઘડીએ યાદ આવે છે. ચારે દિશામાં મનુષ્ય સંહાર થતો જોઇ આપણાં ગામો પણ અર્જુનની જેમ ગળે છે. શરીર ધ્રૂજે છે, પ્રસ્વેદ છુટે છે, હૃદયમાં કંપ થાય છે, અને સહેજે પરમાત્માને પ્રાર્થના થઇ જાય છે કે પ્રભુ! હવે આપ આપનું વિરાટ સ્વરૂપ સમાવો. આ ભિષણ દ્રષ્ય વધારે વખત જોઇ શકાય તેમ નથી. આ ભયંકરતા વિશેષ જીરવી શકાય તેમ નથી. જગતભરમાં શાંતિ સ્થાપો. હે દેવ! તમેજ કહ્યું છે ને કે જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે અને અધર્મ વધે છે ત્યારે ધર્મનું સ્થાપન કરવા હું અવતરૂં છું. હવે આ તમારા વિરાટ સ્વરૂપનાં દર્શનથી

ત્રિલોક ગભરાઈ રહ્યું છે, અકળાઈ રહ્યું છે. હવે આ તમારા ભયાનક સ્વરૂપને તમારા મૂળ સ્વરૂપમાં સમાવો અને હે આનંદઘન! શાંતિ સ્વરૂપનાં દર્શન કરાવો, નવો પ્રકાશ આપો, તમારા ખરા ધર્મનું પાલન કરવાની શક્તિ આપો, બળ આપો, ભક્તિ આપો!

ભારતવર્ષના વિજય માટે આજ ઠેકઠેકાણે પ્રાર્થનાઓ થઇ રહી છે. એ પ્રાર્થના એકલી પ્રાર્થનારૂપે ન રહે પણ સત્ય નજર સમક્ષ જીવંત બને એજ માગું છું. ૐ શાંતિ, એજ વિજય વાંછના.



# શ્રીકૃષ્ણ જયંતિ

શ્રીકૃષ્ણ જયંતિ આજ હજારો વર્ષ થયા ઉજવાયા કરે છે. કોઈ કોઈ વિરોધી આત્માઓ તેમાં વિપત્તિઓ અને વિઘ્નો ઉભા કરે છે તેમ તેમ તે વિશેષ અને વિશેષ લોકોને આકર્ષણ રૂપ બને છે. શ્રીકૃષ્ણ જયંતિ એટલે સત્, ચિત્, આનંદ સ્વરૂપ દેવની ભક્તિ; શ્રીકૃષ્ણ જયંતિ એટલે આપણા કરેલ કર્મો પરમાત્માને ચરણે ધરવાનો દિવસ; શ્રીકૃષ્ણ જયંતિ એટલે પુનરૂધ્ધારનો દિવસ, આત્મજ્યોત જગાડવાનો દિવસ. જ્યારે જ્યારે ધર્મનો નાશ થાય છે, લોકો દુઃખથી પીડાય છે, ભય અને ત્રાસ ત્રાહિ ત્રાહિ પોકરાવે છે ત્યારે પુનઃ ધર્મનું સ્થાપન કરવા લોકોના દુઃખોને દૂર કરવા, પરમ્ શાંતિ સ્થાપવા પ્રભુ અવતાર-ધારણ કરે છે.

જે મનુષ્યોમાં છ ગુણો વસે છે તે પરમાત્માનું સ્વરૂપ કહેવાય છે. શ્રીકૃષ્ણમાં એ ગુણો હતા. ઐશ્વર્ય, બળ, પ્રતિભા, સંપૂર્ણ જ્ઞાન, વૈરાગ્ય, ત્યાગ. આપણે આજ દિવસ સુધી એમના પ્રભુત્વને જ પૂજીએ છીએ.

જે હંમેશાં આનંદ સ્વરૂપે દરેકના હૃદયમાં વાસ કરે છે, જે પોતાની અલૌકિક શક્તિ વડે બીજાના મનનું આકર્ષણ કરે છે એવા આનંદઘન શ્રીકૃષ્ણચંદ્ર દેવની મૂર્તિને હૃદયમાં સ્થાન આપ્યા વગર ચાલી શકતું નથી. એમના ગુણો વડે કહો કે, મનુષ્ય માત્રને જોઈતા આનંદ માટે કહો કે, પતિ પત્નિનો વિશુદ્ધ પ્રેમ કેળવવા માટે કહો કે, અન્ય સ્ત્રી પુરૂષોમાં અરસ પરસ પવિત્ર ભાવના જગાડવાના ઉદ્દેશથી કહો કે, બાળપણની બાળલીલામાં વાત્સલ્ય પ્રેમ ભાવના જગાડવાના ઉદ્દેશથી કહો કે, બીજાના કલ્યાણ માટે કહો. જે કહો તે એમની બાળલીલાથી માંડીને પ્રાગ વડના પાંદડે પોઢયા ત્યાં સુધીની દરેક લીલા એટલી સબળ પવિત્ર ભાવનાઓથી ભરેલી છે કે આજે પણ આપણી સમક્ષ હંમેશાં જુદે જુદે રૂપે સજીવ લાગ્યા કરે છે. એમનું એક પણ કાર્ય એવું નથી જે કોઈપણ દશામાં કોઈને આનંદ ન આવી શકે. ગમે એટલા દુઃખમાં પણ એમની ભક્તિ કરો એટલે હૃદયને શાંતિ મળવાની જ.

શ્રીકૃષ્ણ જયંતિ એટલે બાલ, યુવાન, અને વૃદ્ધ ત્રણે અવસ્થાવાળાના આનંદનો દિવસ. કોઇપણ માણસ તે દિવસે દિલગીરીના વિચારો કરતુંજ નથી. તેને સ્વાભાવિક એમ થાય છે કે આજ તો અનંદનો દિવસ છે, આજ શ્રીકૃષ્ણ જયંતિ છે, અને તેથી સમજુ માણુસ દિલગીરીના વિચારો પ્રયત્નપૂર્વક કાઢી નાખે છે. અને એજ શ્રીકૃષ્ણની અદ્દિઠ આહ્લાદિની શક્તિ! આ એમનું પ્રેમ ભર્યું આકર્ષણ, કોઇના પણ હૃદયમાંથી ખસી શકતું નથી.

એમના પ્રેમની પાળને કોઈ તોડી શકે તેમ નથી. જેમ જેમ એમના કામની માપણી આંકવાના પ્રયત્ન થાય છે તેમ તેમ માપનાર અંદર ને અંદર વધારે ઉંડો ઉતરતો જાય છે. હજી સુધી એના પારને કોઈ પામી શકયું નથી અને તેથીજ તે મહાતીત મહાન કહેવાય છે.

બાળલીલા કરી બાળકોને જેણે અદ્દભૂત આનંદ આપ્યો છે, રાસલીલા કરી નિખાલસ પ્રેમ ભાવ સાથે આત્માનું ઐકય અને રાસ સંગીતને અમર બનાવ્યા છે, માતા પિતાને કારાગૃહમાંથી છોડાવવા, કસરતથી શરીરને મજબુત અને બળવાન બનાવી ચારૂણ અને કંસનો નાશ કરી શારિરીક શક્તિની મહત્તા વધારી છે અને કસરત એ મુખ્ય જરૂરની છે એ બતાવી આપ્યું છે, માતાપિતા માટે જીંદગીનું જોખમ ખેડતા જેણે પાછી પાની કરી નથી અને એ રીતે માતૃભકિત અને પિતૃભક્તિનું દર્શન કરાવ્યું છે, કંસને મારી વિજય મેળવવા છતાં રાજ્ય સિંહાસનના ત્યાગમાં નિર્લોભીપણું બતાવ્યું છે, સુદામાના મિત્ર બની મિત્રનું દારિદ્ર દુઃખ મટાડી તેના સંસારને સ્વર્ગરૂપ બનાવી મિત્ર પ્રેમને દીપાવ્યો છે, દ્રોપદીને વીર તરીકેનું વચન આપી પાંડવોને અંતની છેલ્લી અવસ્થા સુધી સહાય આપી વચન પાળવાની અને ટેકની અદ્દભૂત શક્તિ બતાવી છે, સત્યને વળગી રહેતાં અને હથીયાર હાથમાં ઝાલ્યા વગર કપટી સાથે કેવી યુક્તિથી કામ લેવું તે રણસંગ્રામમાં દૈવી શક્તિરૂપે બતાવી આપ્યું છે, અનેક સ્ત્રીઓની સાથ રાસ ખેલવા છતાં બ્રહ્મચારીનું ઉંચ પદ મેળવ્યું છે અને આત્માની ઐકયતા અને શુદ્ધતા કેળવવા મનુષ્યોને મુંગો સંદેશો રાસલીલા દ્વારા દેખાડી આપ્યો છે, પોતાના સ્વજનો ઉધ્ધત દેખાતાં પોતાની ઇચ્છાથી તેમનો નાશ કરવામાં

સમાજ ને દુષ્ટ પ્રજાનો નાશ કરવાની કર્તવ્ય પાલનની મહાન મહત્તા દેખાડી છે, સમાજસુખના કાર્યક્રમના અનેકવિધ રસ્તા રાખી સમાજની જેણે પળે પળે સુખ શાંતિ જોઈ છે એવા શ્રીકૃષ્ણચંદ્રની જયંતિ ઉજવતા અપાર આનંદ થાય છે. "વૈષ્ણવ જન તો એને કહીએ, જે પીડ પરાઈ જાણે રે; પરદુઃખે ઉપકાર કરે ને ઉર અભિમાન ન આણે રે; વૈષ્ણવ જન તો." અમર રહો પરાયા દુઃખને દૂર કરનાર એ જયંતિ.

અસ્તુ



# સ્વ૦ કસ્તુરબાનું પૂજન

(દરેકના હાથમાં દીવો અને કુમકુમનો થાળ શોભી રહ્યો છે. સુંદર સુવાસિત ફૂલો જાણે દર્શન કરવા આતુર હોય તેમ થાળની બહાર ડોકીયા કાઢી હસી રહ્યા છે. બાળાઓ મંજુલ સરોદે ગાઇ રહી છે.)

ગાયન

ડગલે ડગલે પૂજા, પૂજા માત તારી કરૂં
ડગલે ડગલે પૂજા, પૂજા માત તારી કરૂં
ન જાણું આ જગની રીતો, પ્રકાશ તમારો મૂકો.
મનના તરંગવાળુ, સાચો પંથકેમ ભાળું
ડગલે, ડગલે, પૂજા, પૂજા માત તારી કરૂં – ડગલે.
ચાલુ તમ પગલા જોતી, જોતી તમ નિર્મળ જ્યોતિ
પાથ સત્ય ટેકના ત્યાં, પ્રેમ પંથ પ્યારો ભાળું
ડગલે, ડગલે, પૂજા, પૂજા માત તારી કરૂં – ડગલે.
પતિપંથ પ્યારો ગણ્યો, નહિ કંઈ ભેદ ગણ્યો
રહ્યા તમ અમર કામ, રહ્યા તમ અમર નામ
ડગલે, ડગલે, પૂજા, પૂજા માત તારી કરૂં – ડગલે.

(પત્ર પુષ્પ બધા ચડાવી પૂજા કરી નમન કરે છે)

**શોભના–** ચાલો, એક ભજન ગાઇએ.

**બધા–** હા, ચાલો. બધા સાથે ગાય છે.

## ભજન

હરીને ભજતા હજી કોઇની લાજ ગઇ નથી જાણીરે
જેની સુરત શામળીઆ સાથ વદે વેદ વાણીરે
વ્હાલે ઉગાર્યો પ્રહલાદ નરસિંહ રૂપ લીધુંરે
પીધા મીરા બાઇના ઝેર ધ્રુવને પદ દીધુંરે
વ્હાલે ઉગાર્યો ગજરાજ મોક્ષ એને આપ્યોરે
ઉગાર્યાં માંજારીનાં બાળ ભકતનો ટેક રાખ્યોરે
વ્હાલે રાખી દ્રૌપદિની લાજ ચીર ઘણાં પૂર્યાં રે
વ્હાલે નરસિંહને કીધી સ્હાય ભકતોનાં કામ કીધારે
હરીને ભજતા હજી કોઇની લાજ ગઇ નથી જાણીરે

**બધા સાથે–** માતા, સદાય પ્રસન્ન રહેજો. આપની પ્રેમભરી આશિષો અમારા પર વર્ષાવજો.

**શોભના–** માતા, તમારી પૂનિત યાદ હરહંમેશ અમારા અંતર રહી અમને નવું બળ, પવિત્રતા, પતિભક્તિ અને સત્યમાટે પ્રાણ અર્પણ કરવાની શક્તિ અર્પતી રહે એમ ઇચ્છું છું.

**પ્રભા–** માતા, આ નવયુગનાં નારીરાજ્યમાં આપની પતિભક્તિની પુનઃ પૂજા થાય છે. આપે પતિની ઇચ્છાને આધિન બની સર્વ સુખ વૈભવ તજ્યા. પતિનાં આનંદમાં આપે આનંદ માની સતીની મહત્તાને વધારી. પતિના પગલે પગલે આપે પવિત્રતાનો રાહ પ્રકાશમાન બનાવ્યો. સતી સીતા જેમ રામ સાથે વન, વન, ભટકતા હતાં, તેમ આપે પણ ગાંધીજી સાથે અનેક કષ્ટો વેઠી આફ્રીકાનાં વિકટ રાહમાં કાંટા અને અણીયારા કંટકોમાં, જેલમાં, અને પર્ણકુટીમાં માનવતાની સેવાનાં ભાવ જગત સમક્ષ જાગૃત રાખ્યા છે. અને મરણપર્યંત આપને બ્હારના સુખનાં વિચારો, કે અલ્પ સુખનાં વિચારો, સ્પર્શ કરી નથી શકયા. અને ગાંધીજીનાં પ્રેમને ખાતર છેવટ સુધી જેલનાં દ્વાર નથી છોડયા એ આપની આભ સમી ઉજળી ભાવનાનાં લેખ, એ અચળ હીમાલય સમો

દઢ નિશ્ચય. જગત આપનો અણુમોલ ત્યાગ કદી ભૂલી શકશે નહિ. આપની પવિત્ર યાદ અમને હંમેશાં પ્રેમનાં યજ્ઞની વેદીએ એ આત્મત્યાગનાં અમરત્વની રાહે અચળ રાખે એજ પ્રાર્થના.

**જ્યોતિ–** માતા! સંસારમાં રહી વૈભવો ભોગવવાની કોને ઇચ્છા ન થાય. પણ પામર જીવો વૈભવો ભોગવી આનંદ માને છે. મહાનુભાવો ત્યાગની ઓથે મહાન વૈભવ ભોગવતા હોય એવો આનંદ અનુભવે છે. આપની અનેક વૈભવી ઇચ્છાઓને આપે ગાંધીજીને ચરણે ધરી છે. અનેક મનઃકામનાનાં ત્યાગ ગાંધીજીનાં આનંદમાં અર્પ્યા છે. આજ એ ત્યાગ. એ સ્વાર્પણની શક્તિ. પતિને માટે એ આત્મભોગ. માતા! માગું છું નવયુગમાં ઘર ઘર વાસ કરો, એ આત્મત્યાગની મીઠી સુવાસ, નારીસમાજમાં ઘર ઘર પ્રસરો. આજ આપ કર્મ યોગે અમર બન્યા છો. અમ સ્રીશકિતમાં એવી આર્ય ભાવનાંનો ઓઘ મૂકજો જેને કોઈ અટકાવી ન શકે.

**ઉષા–** માતા, પૃથ્વીસમા ધીરજ ધારી. સ્ત્રી શકિતને ધીરજ વાળી બનાવવાના સુસંસ્કારોના અમૂલ્ય શણગારો આપે જગતસમક્ષ મૂકયા છે. સહન કરવું એતો સ્ત્રીઓનું ભુષણ છે. દુઃખની પરાકાષ્ઠા વગર સુખની કિંમત અંકાતી નથી. કડવા મીઠા અનેક વચનને હસતે મુખે વધાવનાર માતા, લોકો માને છે કે એ આજ અમારી સમક્ષથી દુર ગયાં છે. પણ હું માનું છું કે આપ તો અમારી નજીક છો. અને આપે દરેકે દરેક મનુષ્યમાં વાસ કર્યો છે. આપનાં નામમાં એવું બળ વહે છે. કે જે વડે અનેક વીર અને વિરાંગનાઓ જાગૃત થઈ સ્વદેશ ધ્વજ ફરકાવવા બ્હાર પડશે. આપ એક મટી અનેક રૂપે બન્યા છો આપનું બળ લોકોમાં નવી જાગૃતિ લાવશે, નવી ભાવના જગાડશે, આપણાં દેશને માટે આપ જેવા અનેક સેવાભાવી આત્માઓ પુનર્જીવન મેળવશે. માતા આપની નામના અમર બની છે. આપ ઉજ્વલ કીર્તિમયી સદા અમારા વિજય ધ્વજે બીરાજજો.

( કસ્તુરબાની છબીને બધા નમન કરે છે )

**શોભના–** બ્હેન, આપણે એ પવિત્ર બાની યાદગીરી કેમ રાખી શકીએ! એમને માટે જેટલું કરીએ તેટલું ઓછું છે. તું કહેને આજે શું કરવું?

**ઉષા–** પૂજ્ય બા અભણુ હતા. એ એમને અંતરમાં બહુ સાલતું. એ અભણતા દૂર કરવા ગામડે ગામડે જ્ઞાનચક્ષુ અર્પવા, ઠક્કર બાપાએ પંચોતેર લાખ રૂપીયા ભેળા કરવાનું બીડું ઝડપ્યું છે. તેને આપણે મદદ કરી આપણી બનતી સેવા કરવાની છે. આ પંચોતેર લાખ રૂપીયા પૂજ્ય બાપુજીની આવતી પંચોતેરમી જન્મ તીથી નિમિત્તે ધરવાનાં છે. એમનાં માટે આપણે આજે થોડો પ્રયોગ ગોઠવ્યો છે.

**સુહાગી–** એ પ્રયોગમાં શું શું કાર્યક્રમ રચાયેલો છે?

**સુમતિ–** મહાનુભાવોનાં ત્યાગ પણ મ્હોટાજ હોય છે એ દેખાડવામાં આવશે. ગમે તેટલી અંતરની ઇચ્છા સુખ ભોગવવાની હોય છતાં દેશના કે સમાજ સુખનાં પ્રશ્નો આવીને ઉભે છે ત્યારે મહાન પુરૂષો પોતાનાં સુખનો ત્યાગ કરે છે. એ વિશ્વરૂપ બની તેને પ્રાણ અર્પણ કરવામાં પાછી પાની નથી કરતા.

**સુહાગી–** એમ છે, તો ચાલો, આજે નજરે જોવાનો અલભ્ય લાભ મળશે.

**સુમતિ–** ચાલો! જતાં, જતાં, મહાત્માજીનું પ્યારૂં ભજન ગાઇએ.

(બધા સાથે ગાતાં ગાતાં જાય છે)

**વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઇ જાણે રે**
**પરદુઃખે ઉપકાર કરે ને દર અભિમાન ન આણે રે.**
**–વૈષ્ણવ જન૦**

**સકલ લોકમાં સૌ ને વંદે ન કરે નિંદા કો, નીરે**
**વાચ, કાચ્છ, મન નિશ્ચળ રાખે ધનધન જનની તેની રે.**
**–વૈષ્ણવ જન૦**

# શુદ્ધિપત્ર

| પાનું | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| | **નિવેદન** | |
| ૩ | દુઃખ | દુઃખના |
| | **ઉષાના અભિનંદન** | |
| ૧ | શબ્દ છપાયો નથી | ઉદ્યોગથી |
| | **નવદુર્ગા પૂજન** | |
| | તુ | તું |
| ૩ | ના | ની |
| ૩ | મગળ | મંગળ |
| | **પ્રેમ પગથી-વ્રજત્યાગ** | |
| ૧ | ગાપ બાળકો | ગોપ બાળકો |
| ૪ | જીવનના | જીવનમાં |
| ૭ ગાયનમાં | એવા | એવી |
| ૯ | ઘેલીરેઘેલીરે | ઘેલીરેઘેલી |
| ૧૩ | સુખી | સુખ |
| | **પરીક્ષિત જન્મ** | |
| ૧ | શબ્દ રહી ગયો છે | દ્રોપદી |
| | કુન્તી | કૃપી |
| ૯ | તેમ | તેથી |
| ૧૩ | કંપ | કંપી |
| ૧૫ | બલવાન | બળવાન |
| ૧૬ | દુર્યોદન | ગુરૂદ્રોણ |
| ૨૦ | પુજન કરે છે | ઉતરા તિલક કરે છે |
| ૨૩ | રમતો હસતો | હસતો હસતો |
| ૨૪ | રહય | રહયો |
| ૨૬ | નજીદીક | નજદીક |

| પાનું | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૨૮ | કૃપીનેયે | કૃપીનેએ |
| ૨૯ | અજ્રુન | અર્જુન |
| ૨૯ | માત | માતા |
| ૨૯ | કુન્તા | કૃપી |
| ૩૪ | થતા | થાતાં |

## સાચુ શિક્ષણ

| | | |
|---|---|---|
| ૩ | હાહા ઠીઠી | હા,હા, હી,હી, |
| ૪ | અસો | એસો |
| ૫ | નાચણી | નાચણની |
| ૧૪ | નાચણી | નાચણ |
| ૨૨ | દુરવેગે | પુરવેગે |

## રામજન્મ-સીતામિલન

| | | |
|---|---|---|
| ૩ ગાયન | એજ | એ |
| ૫ ગાયન | વધ્યો | વાધ્યો |
| ૮ | હૃદય ક્રોધાયમાન થાય છે | હૃદય કંપે છે |
| ૧૨ | ફુલીભૂત | ફળીભૂત |
| ૧૩ | જઇશુ | જઇએ |

## તપ પરીક્ષા

| | | |
|---|---|---|
| ૨ | તેયાર | તૈયાર |

## વિદ્યાના મોહ

| | | |
|---|---|---|
| | મધુમતિ | મધુરિકા |
| ૧ | કંપેનિઅન | કંપેનીયન |
| ૨ | ઉદ્યમે નહિ | ઉદ્યમેનહિં |
| ૩ | ખલાસ | ખલાસ થઇતો પણ |
| ૫ | અકલા | એકલા |
| ૫ | છે | છો |
| ૬ (ગાયનમાં) | કંઈ | કંઈ કંઈ |

| પાનું | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| | **માતામહી** | |
| ૩ | નામ લખવું રહી ગયું છે | ધીરજ– તું બહુ- -ચીબાવલી છે જોઈ |
| | લખવું રહી ગયું છે | રાતના બે વાગે |
| | **ભોળા ફૂલ** | |
| ૬ | પાણી | વારિ |
| ૭ | સાદે | સુરે |
| | **પાંડિત્યની પરાકાષ્ઠા** | |
| ૧ | જુએ | જુઓ |
| ૩ | અટલે | એટલે |
| | **ભાઈ બ્હેન** | |
| ૩ | લાવ | વેણી |
| ૩ | બ્હેંકે | મ્હેંકે |
| ૩ | કહેતી | કહેતો |
| | **અભિનંદન** | |
| ૧ | બાળકની | બાળકની એ |
| | **દિપોત્સવી દિ'વાળતી** | |
| ૫ | જગત | માનવ |
| | **રમન્તે તત્ર દેવતા** | |
| ૧ | તેજનું | તેનું જ |
| | **નાસ્તિ માતૃ સમો ગુરૂ** | |
| ૧ | ભાતૃદેવોમવ | માતૃદેવોભવ |
| ૨ | આવ | આવા |
| ૪ | માતાબાળકના | માતાબાળકોનો |
| ૬ | વધાવી | વધાવે |
| ૬ | બનાવી | બનાવે |

| પાનું | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| | **વિજય વાંચ્છના** | |
| ૧ | શબ્દો છાપવા રહી ગયા છે | સૌએ |
| ૨ | ક્વી | ફુવી |
| ૩ | ગામો | ગાત્રો |
| | **શ્રીકૃષ્ણ જયંતિ** | |
| ૧ | આવી | આપી |
| | **સ્વ૦ કસ્તુરબા પૂજન** | |
| ૨ | પ્રેમ રી | પ્રેમભરી |
| ૩ | એ | આપ |

